# શ્રી ભગવદ્ ગીતા




## નો

# પરિચય

## ટૂંકું નામ

ગીતા નામના ઘણા ગ્રંથો છે, શિવ ગીતા, દેવી ગીતા, ગણેશ ગીતા વગેરે દેવતાઓનાં નામ સાથે જોડાયેલો ગીતા શબ્દ તે તે દેવતાની સ્તુતિ રૂપે તે તે દેવની ગીતા તરીકે ઓળખાય છે. પરંતુ ગીતા એ બે અક્ષરના નામથી જગતને સર્વશ્રેષ્ઠ વિદિત ગ્રંથ તો **શ્રી ભગવદ્ ગીતા** છે. આ ગીતા શબ્દ, ભગવદ્ગીતા માટે ઘણાં શાસ્ત્રોમાં વપરાયેલો છે, ગીતામાથી તે બધામાં અવતરણો લેવાયાં છે. આશરે હજાર વર્ષ પહેલાં થઇ ગયેલા ઇતિહાસકાર અલબેરૂનીએ પણ પોતાના ગ્રંથમાં આ ગ્રન્થને ગીતા નામથી વાપરેલો છે મહાભારતના ભીષ્મ પર્વમાં યુદ્ધ પ્રસંગના કૃષ્ણ અને અર્જુનના સંવાદને છંદબદ્ધ સ્વરૂપ આપનાર ગ્રંથકર્તા વેદ વ્યાસ પોતે પણ ભગવદ્ ગીતા માટે માત્ર ગીતા શબ્દ વાપરે છે. ગીતાના શ્લોકની ૭૪૫ સંખ્યા સંબંધે પ્રતિજ્ઞા કરતાં તેઓ કહે છે કે **गीताया मानमुच्यते** આવી રીતે "ગીતા" શબ્દ બીજા કોઇ પણ ગ્રંથનું નહિ પરંતુ **वीरकाव्य** મહાભારતાંતર્ગત ઉપર્યુક્ત તત્ત્વજ્ઞાનના મહાન ગ્રંથ ગીતાનું આપણને સ્મરણ કરાવે છે. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને જે ઐતિહાસિક ઉપદેશ આપેલો છે તે બધાં શાસ્ત્રોના અને સંસાર વ્યવહાર ધર્મ કર્મ યોગ વ્યવહાર અને જીવન યાત્રામાં ઉપયોગી તત્ત્વજ્ઞાનના દોહનરૂપ વર્ણવેલું જ્ઞાન જગતના કોઇપણ દેશ ધર્મ સંપ્રદાય કે કોમની પ્રજાને એક સરખું સ્વીકાર્ય બન્યું છે.

## પ્રેરણાત્મક ઉપદેશ

હિન્દના જ નહિ, પરંતુ જગત આખાના લોકો, તેઓ ગમે તે ધર્મ, સંપ્રદાય, પંથ કે જ્ઞાતિના હોય તો પણ ગીતામાં વર્ણવેલા જ્ઞાનને લીધે તે પ્રત્યે બહુ જ ઊંડા માનથી જુએ છે. ગીતાનો પ્રેરણાત્મક ઉપદેશ તેમના ક્ષુભિત આત્માને સાંત્વન આપે છે. ૧૪૦૦ જુદી જુદી ભાષાઓ બોલતા કરોડો લોકો મહર્ષિ વ્યાસની આ અમર કૃતિનું રહસ્ય સમજવા આજે પ્રયાસ કરી રહ્યા છે.

ગીતા શબ્દ મહાભારતનો આખો ઇતિહાસ આપણી સમક્ષ ખડો કરે છે. લાખો હાથી, ઘોડા, રથ અને પાયદળ વગેરેનું બનેલું ૧૮ અક્ષૌહિણી સૈન્ય એક મહાન વિપત્તિ તરફ ધસડાતું જાય છે. સેંકડો સગાં વહાલાંની કતલ થવાનો વિચાર અર્જુનના હૃદયને કરુણા અને વિષાદથી ક્ષુબ્ધ કરે છે. આ વખતે શ્રીકૃષ્ણ તેને ગીતાનો ઉપદેશ આપે છે. તેની ચમત્કારિક અસર અર્જુનના પોતાના જ શબ્દોથી સિદ્ધ થઈ શકે છે. **"મારો મોહ નાશ પામ્યો છે, આપના ઉપદેશ પ્રમાણે હું વર્તીશ."** તે પછી મહાભારતનું યુદ્ધ થયું અને મહાન સૈન્યનો વિનાશ થયો. આશરે ૫૦૦૦ વર્ષ જૂની આ ઐતિહાસિક ઘટના ગીતા સદાકાળ આપણા મન સમક્ષ ધરી રહી છે.

## ભાષ્ય-ટીકાઓ

૨૫૦૦ વર્ષ પહેલાં થઈ ગયેલા શ્રી આદિ શંકરાચાર્યના ગીતા ઉપરના ભાષ્યથી જાણી શકાય છે કે તેમના સમય પહેલાં પણ ગીતા ઉપર ઘણાં યે ભાષ્યો અને ટીકાઓ લખાયેલાં હતાં. પરંતુ તે બધાં કાળના ગર્ભમાં નષ્ટ થયાં હશે અથવા ક્યાંય ભૂગર્ભના અંધારામાં પડયાં હશે. ઉપનિષદ્, બ્રહ્મસૂત્રો અને ગીતા એ ત્રણે મળી પ્રસ્થાન ત્રયી કહેવાય છે, આદિ શ્રી શંકરાચાર્યે પોતાના સંપ્રદાયના તેને પાયા તરીકે સ્વીકારી ત્રણેપર ભાષ્યો લખ્યાં એટલે તેઓ પછી થયેલા શ્રીરામાનુજ, શ્રીનિમ્બાર્ક શ્રીશુદ્ધાદ્વૈત વગેરે સંપ્રદાયોના આચાર્યોએ પણ પ્રસ્થાન ત્રયીનો સ્વીકાર કરી તેનાપર પોતપોતાના સંપ્રદાયને અનુસરતી ટીકાઓ કે ભાષ્યો રચ્યાં, આદિ શંકરાચાર્યના વખતમાં ગીતા ૭૪૫ શ્લોકની હતી એમ શંકરાચાર્યે કરેલા ભાષ્યમાં લીધેલા પોતા પહેલાના ટીકાકારો કે ભાષ્યકરોના અવતરણો ઉપરથી જણાય છે. આદિ શંકરાચાર્યે ગીતાના ૪૫ શ્લોક કાઢી નાખી ૭૦૦ શ્લોક સ્વીકાર્યા એનું કારણ બૌદ્ધ લોકોને પરાસ્ત કરવામાં એ શ્લોક નડતર રૂપ હોવા જોઈએ જો તેમ ન હોય તો શ્રી શંકરાચાર્ય પછી દોઢ અને બે હજાર વર્ષે થયેલાં અલ્બેરૂની અને અબુલ ફઝલ, ફૈજી તથા શ્રી અભિનવ ગુપ્તના વખતમાં ૭૪૫ શ્લોકની ગીતા ક્યાંથી આવી ? શ્રી શંકરાચાર્યે ૭૦૦ શ્લોકની ગીતાનો સ્વીકાર કર્યો એટલે તેમના પછી થયેલા જુદા જુદા સંપ્રદાયના આચાર્યો અને વિદ્વાનો શ્રી શંકરાચાર્યને અનુસર્યા. ખરી રીતે વેદવ્યાસે ૭૪૫ શ્લોકની ગીતા રચી હતી તે જ સાચી ગીતા હતી અને છે. શ્રી શંકરાચાર્યના સમયથી તે અત્યાર સુધીમાં ઘણાયે આચાર્યો અને વિદ્વાનોએ ગીતા ઉપર ટીકાઓ, ભાષ્યો અને ટિપ્પણીઓ લખેલ છે. અમુક અપવાદ સિવાય આ બધાંએ સ્વીકાર કરેલો છે કે ગીતાના ઉપદેશનું અંતિમ ધ્યેય મોક્ષ અથવા આધ્યાત્મિક મુક્તિ છે. જુદા જુદા સંપ્રદાયના આચાર્યોએ ઘણે ભાગે ગીતાનો ઉપયોગ પોતપોતાના સંપ્રદાયના સિદ્ધાંતોના સમર્થન માટે કરેલો છે. ગીતા ઉપરતી તેમની ટીકાઓ દ્વારા તે દરેકે એવું સાબીત કરવા પ્રયાસ કરેલ છે કે તેમના પોતાના જ સાંપ્રદાયિક સિદ્ધાંતોનો ગીતામાં ઉપદેશ અને પ્રતિપાદન છે અને તેને અનુસરે-સ્વીકારે તો જ મોક્ષ પ્રાપ્ત થઈ શકે છે. આ રીતે શ્રી શંકરાચાર્યનો અદ્વૈત અને બીજા સંપ્રદાયના દ્વૈતાદ્વૈત, શુદ્ધાદ્વૈત આદિ સિદ્ધાંતને અનુસરનારાઓએ પોતપોતાના સંપ્રદાયને લગતા અર્થ ગીતાના ઘટાવ્યા છે. પણ પાંચ હજાર વર્ષ પહેલાં શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચે થયેલો ગીતા રૂપે સંવાદ કોઈ પણ સંપ્રદાયને લક્ષ્યરૂપે રાખીને થયેલો નહોતો કારણ તે વખતે આખા હિંદમાં એક જ વેદધર્મ પ્રચલિત હતો અને તેને અનુસરી એ સંવાદમાં એક જ પ્રકારના સિદ્ધાંતનું પ્રતિપાદન હતું. તેમાં મરણ પછી મળનારા મોક્ષને ગૌણસ્થાન આપેલું છે અને જીવન યાત્રામાં રહીને દરેક મનુષ્યે કેમ વર્તવું જોઈએ અને જુદા જુદા વર્ણ કે આશ્રમના માણસોનું કેમ વર્તવાથી આ લોકમાં કીર્તિ અને કલ્યાણ થાય એ જ બતાવી કર્મયોગનું પ્રતિપાદન કરેલ છે. એનું સ્પષ્ટ સ્વરૂપ એ છે કે હથિયાર છોડી યુદ્ધ કરવાથી પાછા હઠેલા અર્જુનને ગીતાએ ક્ષત્રિયનો ખરો ધર્મ સમજાવ્યો તે લડવા તૈયાર થયો અને મહાભારતનું વિનાશક યુદ્ધ રચાયું. અર્થાત ગીતાનો ઉપદેશ માળા ફેરવી-ઉપવાસ વ્રત વર્તુળો કરી ઈશ્વર ભજન કરી મરણ પછી મોક્ષ મેળવવા પૂરતો મર્યાદિત નહોતો એમ અર્જુને જ સાબીત કરી આપ્યું.

યુરોપ, અમેરિકાના વિદ્વાનો આજે પણ વિવિધ દૃષ્ટિબિંદુથી ગીતાનો અભ્યાસ કરે છે. કોઇ પણ પંથ કે સંપ્રદાય તરફ તેમનું વલણ હોતું નથી. તેથી ગીતાનું તત્ત્વજ્ઞાન સમજવાના તેમના પ્રયાસ સફળ અને સંતોષકારક નિવડતા જાય છે, વ્યાસ ભગવાનની આ અજબ કૃતિનું ગૂઢ રહસ્ય આજ સુધી સંપૂર્ણ રીતે કોઇક જ જાણી શકયું છે. છતાં શ્રી ભુવનેશ્વરીના સાંનિધ્યમાં તેની કૃપાથી શ્રી વિદ્યારણ્ય સ્વામી ચારે વેદોના ભાષ્ય જગતને આપી શકયા તેમ પ્રસ્થાન ત્રયીના શ્રીકૃષ્ણે અર્જુનને કહેલા સાચા અર્થ શ્રી ભુવનેશ્વરીની કૃપાપાત્રો જાણી દુનીયાને બતાવી શકશે

## અર્જુનનો મોહ દૂર થયો

હિંદના પ્રાચીન ઇતિહાસના અને મહાભારતના અભ્યાસીઓ સારી રીતે જાણે છે કે શ્રી કૃષ્ણે, સાંદીપની ગુરૂ પાસે અને પાંચે પાંડવોએ દ્રોણ અને કૃપાચાર્ય પાસે વ્યાકરણ, બધા વેદ, ઉપવેદ, ધનુર્વેદ, સ્મૃતિ, કાયદાના ગ્રંથો, તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ, સૂત્રો વગેરેનો અભ્યાસ કરેલો હતો. મહાભારતના મહાન યુદ્ધની અણીને વખતે લડાઇના મોરચા ઉપર તત્ત્વજ્ઞાન અને ક્ષત્રિયોના ધર્મોનો ઉપદેશ આપનાર ગીતાના ઉપદેશક શ્રી કૃષ્ણ અને તેમની ફૈટનો દિકરો ભાઇ, બનેવી, કંઠપ્રાણ મિત્ર તથા શિષ્ય અર્જુન એ બંને મહાન વિદ્વાન અને સર્વ શાસ્ત્રોમાં પારંગત હતા. પરંતુ મોહનું આવરણ દરેક મનુષ્યને બલકે દેવોને પણ ઘેરી લ્યે છે. જગતની આ સામાન્ય ઘટના અનુસાર અર્જુનને પણ પોતાને હાથે અને બીજાને હાથે પોતાના જ સગાવહાલાનો સંહાર થવાનો વિચાર આવતાં બહુ ક્ષોભ થાય છે. યુદ્ધભુમિ ઉપર તે પોતાની સમક્ષ વડીલો આચાર્યો, પિતરાઇઓ, ભાઇઓ, પુત્રો, પૌત્રો, સગાંઓ, મિત્રો અને બીજાઓને ઉભેલા જુએ છે. જેમના પ્રત્યે તે પૂજ્યબુદ્ધિ ધરાવે છે અને જેમની સાથે લાંબો વખત રહી તેણે આનંદ કરેલો છે પૃથ્વીનું રાજ્ય મેળવવા માટે પોતાના ગાંડીવ ધનુષ્યથી તેણે તેમને મારી નાખવા તૈયાર થવું અને તેઓને હાથે પોતાના પક્ષમાં રહેલા સગા સંબંધીઓ પુત્રો વગેરેનો નાશ જોવો એ વિચારે ઉત્પન્ન થયેલ દયા કરૂણા અર્જુનને નાહિંમત બનાવી દિયે છે અર્જુન એ જરૂર પ્રખર વિદ્વાન અને મહાન શક્તિશાળી વીર પુરૂષ હતો પરંતુ મનુષ્ય સ્વભાવ પ્રમાણે કુદરતી રીતે જ તેમના તરફના સ્નેહની લાગણીઓથી બન્ને પક્ષના ભયંકર વિનાશની સંભવિતતાથી તેનું મન ભ્રમિત થઇ ગયું તેની બુદ્ધિ અને સમજશક્તિ કુંઠિત બની ગયાં ક્ષણવાર ક્ષત્રિયનો ધર્મ તે ભૂલી ગયો. પરંતુ શ્રીકૃષ્ણના ગીતારૂપ ઉપદેશે તેને કર્તવ્યનું ભાન કર્યું અને તે કર્તવ્ય સામે બીજી માયા મમતા ગૌણ છે એમ તેને સમજાયું અને ક્ષત્રિય તરીકેની પોતાની ફરજ બજાવવા તે પુનઃ તૈયાર થયો

વેદ, બ્રાહ્મણો, આરણ્યક, ઉપનિષદ, સ્મૃતિઓ અને તત્ત્વજ્ઞાનની અન્ય શાખાઓમાં તથા જૈમિનિ અને વ્યાસના સૂત્રોમાં જે ઉપદેશ અપાયેલો છે તેનો ટૂંક સાર શ્રીકૃષ્ણના આ ઉપદેશમાં રહેલો છે. જેવી રીતે ગંગાના મહાન અસ્ખલિત પ્રવાહમાંથી એકાદ નહેર કે વેન વાળી શકાય; તેવી રીતે વેદ ઉપનિષદાદિ શાસ્ત્રોના અગાધ જલપ્રવાહમાંથી શ્રીકૃષ્ણે ગીતા જેવું એક અખંડ ઝરણું વાળી આપ્યું છે કે જેના અસંખ્ય પ્રવાહોએ આખી દુનિયાને જ્ઞાનામૃતથી તૃપ્ત કર્યાં છે. દુનિયા આજે તેના ફાયદા લઇ રહી છે. આ બધા માટે આપણે વેદ વ્યાસના તરફની અલૌકિક દૈવી શક્તિઓના આભારી છીએ.

## શ્રી કૃષ્ણની યોગ શક્તિ

જો લડાઇને કટોકટીને વખતે અર્જુને રણક્ષેત્રમાંથી પાછી પાની કરી હોત તો અર્જુન અને શ્રી કૃષ્ણ, કૌરવોની ૧૧ અક્ષૌહિણી સેનાથી ભયભીત બની યુદ્ધથી ભાગી ગયા એમ જગતમાં ક્ષત્રિયો માટે લાંછન રૂપ ગણાતી અપકીર્તિ પામ્યા હોત. તેમજ હસ્તિનાપુરનું ચક્રવર્તી રાજપાટ ગુમાવી તેર તેર વર્ષ સુધી વગડામાં રખડી રઝળી દુઃખી થયેલા પાંડવો થયેલા અને તેના રાજકુટુંબને હમેશને માટે ભીખારી દશામાં પોતાનાં જીવન પુરાં કરવાં પડત. પોતાની સગી બેન સુભદ્રા અને કંઠપ્રાણ સરખા વહાલા બનેવી અર્જુનની આ દુર્દશા શ્રીકૃષ્ણ માટે કેટલી દુઃખદાયક બનત ? આવી અનેક મુંઝવણો કોઈ નાની સુની ન હતી. છતાં રાજ્યનો અમુક હિસ્સો મળે તો પણ સંતોષ પામવાનું વિચારી યુદ્ધ અને તેનાથી ઉત્પન્ન થતો મહા વિનાશ અટકાવવા પાંડવોએ શ્રીકૃષ્ણને સમાધાનકાર દૂત તરીકે ધૃતરાષ્ટ્ર પાસે મોકલેલા. પાંડવોના સંદેશવાહક તરીકે પહેલાં તેમણે ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને અર્ધું રાજ્ય આપવા અને તે ન સ્વીકાર્યું ત્યારે પાંચ ગામ આપવા કહ્યું પરંતુ દુર્યોધને સોઈ ઉભી રહે તેટલી જમીન પણ આપવા ઇન્કાર કર્યો, ત્યારે યુદ્ધ વિના બીજી ગતિ પાંડવોની નહોતી. સાચું કહીએ તો શ્રીકૃષ્ણને સમાધાનની ઇચ્છા ઓછી હતી કારણ ધૃતરાષ્ટ્ર ભીષ્મ, દ્રોણ અને બીજા રાજાઓની સભામાં દુઃશાસને રજસ્વલા દ્રૌપદીનો ચોટલો પકડી વસ્ત્રહીન કરવાનો પ્રયત્ન કરેલો. તેને લઇ કૌરવોનો સંહાર કરી દુઃશાસનનું રૂધિરપાન કરવાની ભીમે કરેલી ભીષણ પ્રતિજ્ઞા. પાંડવો વનમાં ગયા તે વખતે મળવા આવેલા શ્રી કૃષ્ણે રૂદન કરતી દ્રૌપદીનું સાંત્વન કરતાં કૌરવોનો સંહાર કરવાની કરેલી પ્રતિજ્ઞા, સમાધાન કરવા દૂત તરીકે હસ્તિનાપુર જતા શ્રી કૃષ્ણને દુઃશાસને ભર સભામાં પકડેલો પોતાનો ચોટલો દેખાડી પોતાના શત્રુઓને રણમાં રેળાયેલ જોવાની ઇચ્છાવાળી રૂદન કરતી દ્રૌપદીને આશ્વાસન આપતી વખતે એના શત્રુઓનો નાશ કરવાની શ્રી કૃષ્ણે કરેલી પ્રતિજ્ઞા, ધૃતરાષ્ટ્રના અધર્મી અભિમાની પુત્રો, કેટલાક પ્રજાપીડક બળવાન ગર્વિષ્ઠ રાજાઓ જેનાથી કૃષ્ણને પોતાને પણ ભય હતો તેમનો સૌનો નાશ કરવાની અનિવાર્ય જરૂર એ બધા કારણને લઈ લડાઈ થવી જ જોઇએ એમ શ્રીકૃષ્ણ ઇચ્છતા હતા. (જુઓ પરિશિષ્ટ ૧)

સમાધાનનો પ્રયાસ ભાંગી પડયા પછી યુદ્ધની તૈયારી થઈ. કુરૂક્ષેત્રના રણમેદાનમાં મહાન સૈન્યો સજ્જ થઈ સામસામાં ઉપસ્થિત થયાં. શ્રીકૃષ્ણે આ યુદ્ધમાં પોતે આપેલાં વચન અનુસાર અર્જુનના સારથી તરીકે કામ કર્યું. અર્જુનના રથને તેઓ યુદ્ધભૂમિ ઉપર લઈ ગયા. ત્યાં બન્ને પક્ષમાં લડવા ઉભેલા આચાર્યો, ગુરૂઓ,-વડીલો, ભાઇઓ, પુત્રો, પૌત્રો અને સગાઓને જોઇ જેઓના ખોળામાં રમેલો, જેઓને પૂજતો, જેઓ પાસેથી વિદ્યા ભણ્યો, જેઓ પોતાને પૂજતા, જેઓને પોતે રમાડેલા એ બધાનો વિનાશ નજર સામે ખડો થતાં અર્જુન શોકાભિભૂત બની ગયા. આવા નાહિંમત બનેલા વીર યોદ્ધાને ક્ષાત્રધર્મનું ભાન કરાવી લડવા તૈયાર કરવાનું કઠિન કાર્ય આ વખતે શ્રીકૃષ્ણ ઉપર આવી પડયું હતું. પ્રસંગ એવો ઉપસ્થિત થયો હતો કે જેમાં શ્રીકૃષ્ણે પોતાની સર્વોચ્ચ બૌદ્ધિક અને યૌગિક શક્તિઓ અને પોતાના સંપૂર્ણ શાસ્ત્રજ્ઞાનનો ઉપયોગ કરવાનો હતો. અર્જુનના હૃદયમાં કટોકટીને વખતે જે કરૂણા, દયા, સ્નેહ ઉભરાયાં હતાં તે દૂર કરી શ્રીકૃષ્ણે

તેનો મોહ દૂર કરવાનો હતો. આ હેતુથી, પોતાની સમગ્ર યોગશક્તિથી અને વિદ્વતાથી શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા નામથી ઓળખાતો ઉપદેશ આપ્યો અને પોતાને જે કાર્ય સાધવાનું હતું તે પરિપૂર્ણ કર્યું.

## ગીતા રૂપે અપાયેલું જ્ઞાન ભૂલાઈ ગયું હતું

યુદ્ધ પછી અર્જુન અને શ્રી કૃષ્ણ બન્નેને આ અલૌકિક જ્ઞાન વિસરાઈ ગયું હતું. અશ્વમેધ યજ્ઞ પૂરો થયો અને જ્યારે શ્રી કૃષ્ણ દ્વારકા જવા તૈયારી કરતા હતા ત્યારે સભાખંડમાં બેઠેલા અર્જુને તેમને પૂછ્યું.

अर्जुन उवाच

विदितं ते महाबाहो संग्रामे समुपस्थिते ।
माहात्म्यं देवकीमातस्तच्च ते रूपमैश्वरम् ॥
यत्तद् भगवता प्रोक्तं पुरा केशव सौहृदात् ।
तत्सर्वं पुरुषव्याघ्र नष्टं मे भ्रष्टचेतसः ॥
मम कौतूहलं त्वस्ति तेष्वर्थेषु पुनः पुनः ।
भवांस्तु द्वारकां गंता नचिरादिव माधव ॥

वासुदेव उवाच

श्रावितस्त्वं मया गुह्यं ज्ञापितश्च सनातनं ।
धर्मं स्वरूपिणं पार्थ सर्वेलोकांश्च शाश्वतान् ॥
अबुद्ध्या नाग्रहीर्यस्त्वं तन्मे सुमहदप्रियं ।
न च साद्य पुनर्भूयः स्मृतिर्मे संभविष्यति ॥
नूनमश्रद्दधानोसि दुर्मेधा ह्यसि पांडव ।
न च शक्यं पुनर्वक्तुं अशेषेण धनंजय ॥
सहि धर्मः सुपर्याप्तो ब्रह्मणः पदवेदने ।
न शक्य तन्मया भूयस्तथा वक्तुमशेषतः ॥
परं हि ब्रह्म कथितं योगयुक्तेन तन्मया ॥
(आश्व. अ. १२)

અર્જુન કહે છેઃ—

"હે કૃષ્ણ, આપ જાણો છો કે યુદ્ધના મોકા વખતે તમારૂં અદ્‌ભુત ઈશ્વર શક્તિવાળું રૂપ અને પ્રભાવ મેં જોયેલો અને તમે મારાપર હેત લાવીને જે ગીતાનું જ્ઞાન તે વખતે કહેલું તે વખતની ચિત્તની વિહ્વળતાને લઈ હું એ બધું ભુલી ગયો છું. મને એ મહન જ્ઞાન અને તેનાં તત્ત્વ જાણવાની વારંવાર કુતૂહળ સાથે જીજ્ઞાસા થાય છે. આપ તો હવે તુરતમાં દ્વારકા જાશો."

શ્રી કૃષ્ણ કહે છેઃ—

"હે અર્જુન, મેં એ વખતે ઘણું ગુહ્ય એવું જ્ઞાન તમને સંભળાવ્યું, સાચા સ્વરૂપનો ધર્મ જણાવ્યો, અને શાશ્વત નાશ પામનારા લોકો કયા છે એ પણ બતાવ્યું, પણ અક્કલ વિનાના તમે તે યાદ રાખ્યું નહિ તેથી હું ઘણો નારાજ થયો છું. એ બધું કહેલું ગીતારૂપે

જ્ઞાન મને હવે ફરીવાર યાદ આવી શકે એમ નથી. હે અર્જુન, જરૂર તમે શ્રદ્ધા વિનાના અને મંદ બુદ્ધિવાળા છો. હવે તે ફરી સંપૂર્ણ કહેવાની મારી શક્તિ નથી. બ્રહ્મનું સ્થાન પ્રાપ્ત કરવા માટે સંપૂર્ણ સફળતા આપનારો એ જ સાચો ધર્મ છે કે જે મેં તે વખતે કહેલ હતો. તે વખતે મેં યોગનો આશ્રય કરી બ્રહ્મનુ સ્વરૂપ કહ્યું હતુ તે હવે સંપૂર્ણ રીતે હું કહી શકું એમ નથી."

## વ્યાસે ગીતાને છંદબદ્ધ કરી

ગીતાનું જે જ્ઞાન શ્રીકૃષ્ણ અને અર્જુન ભૂલી ગયા હતા તેને મહર્ષિ વ્યાસે પોતાના અલૌકિક યોગબળથી પુનઃપ્રેરિત કરી જગત સમક્ષ છંદોબદ્ધ સ્વરૂપે મૂક્યું. મહાભારતના અભ્યાસી સૌ કોઇને કબૂલ કરવું પડશે કે વ્યાસની વિદ્યા અને યૌગિક શક્તિઓ તે વખતની કોઇ પણ વ્યક્તિ કરતાં વધારે ઊંચી હતી.

મહાભારતના યુદ્ધ પછી શ્રી કૃષ્ણ અને પાંડવો ૩૬ વર્ષ જીવ્યા હત. શ્રી વાલ્મિકીએ રામના જન્મ પહેલાં રામાયણ રચી હતી તેવી રીતે શ્રી વ્યાસે ધૃતરાષ્ટ્ર, તેના પુત્રો, પાંડવો અને શ્રીકૃષ્ણના જન્મ પહેલાં મહાભારત રચ્યું હતું એમ મહાભારતથી જાણી શકાય છે. સ્વર્ગારોહણ પર્વના ૫ મા અધ્યાયના ૪૮ થી ૫૯ સુધીના શ્લોકોમાં નીચેનાં પદો છે.

> त्रिभिर्वर्षैरिदं पूर्णं कृष्णद्वैपायनः प्रभुः ॥
> अखिलं भारतं चेदं चकार भगवानृषिः ॥ स्व. १८-५-४८ ॥
> नारदोऽश्रावयद् देवान् असितो देवलः पितॄन् ॥
> रक्षोयक्षान् शुको, मर्त्यान्वैशंपायन एव तु ॥ स्व. १८-५-५६ ॥
> य इमां संहितां पुण्यां पुत्रमध्यापयत् शुकं ॥ ५९

"ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે આ આખું મહાભારત ૩ વર્ષે રચી લીધું હતું."

"આ મહાભારત નારદે દેવોને, દેવલે પિતૃઓને, શુકે યક્ષ અને રાક્ષસોને તથા વૈશંપાયને મનુષ્યોને સંભળાવ્યું. આ પુણ્યરૂપ એવી મહાભારત સંહિતા વ્યાસે પોતાના પુત્ર શુકને ભણાવી હતી"

વ્યાસ મેરૂ પર્વત ઉપર તપ કરતા હતા ત્યાં શુકનો જન્મ થયેલો. તેમણે વેદાધ્યયન કરી જનક રાજાના ઉપદેશથી ગૃહસ્થાશ્રમ કર્યો. પીવરી નામની સ્ત્રીથી સંતાન થયા પછી શુક એજ દેહે સ્વર્ગે ગયા. પુત્ર શોકથી દુઃખી થયેલા વ્યાસ, શંકરની આજ્ઞાથી પોતાના જન્મ સ્થાન ગંગા કિનારે આવી આશ્રમ બાંધી રહ્યા. તે અરસામાં શાંતનુ રાજા સાથે પરણાવેલાં સત્યવતીનો પુત્ર વિચિત્રવીર્ય સંતાન વિના ગુજરી જતાં પોતાની માતાની આજ્ઞાથી ૧ વર્ષ સુધી હસ્તિનાપુરમાં રહી વ્યાસે વિચિત્રવીર્યની સ્ત્રીઓમાં પંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર ૩ પુત્રો ઉત્પન્ન કર્યા. પાંડુ રાજાને ૫૦ વર્ષની ઉમરે પાંડવોના જન્મ થયા હતા. મહાભારતના યુદ્ધ વખતે યુધિષ્ઠિર ૯૪ વર્ષના હતા એટલે મહાભારત યુદ્ધ પહેલાં લગભગ ૧૫૦ વર્ષ પહેલાં શુક સ્વર્ગે ગયા હતા. તે પહેલાં એને વ્યાસે મહાભારત ભણાવ્યું હતું એટલે મહાભારતના યુદ્ધ પહેલાં ૧૫૦ વર્ષ પૂર્વે શ્રી વ્યાસે પોતાની યોગ શક્તિથી મહાભારત રચ્યું હતું. એમ સિદ્ધ થાય છે. શ્રી વ્યાસની અલૌકિક શક્તિનું આ દૃષ્ટાંત છે. મહાભારત અને તેની અંતર્ગત એવી ગીતા એ મહર્ષિ વ્યાસની તપશ્ચર્યા અને અલૌકિક દૈવી શક્તિનાં પ્રત્યક્ષ પરિણામ છે.

મહાભારતમાં આ રીતે સ્પષ્ટ ઉલ્લેખ છે કે શ્રી વ્યાસે પોતાના પુત્ર શુકને મહાભારત ભણાવ્યું ત્યારે શુક તો મહાભારત યુદ્ધ પહેલાં ૧૭૪ વર્ષ પહેલાં સદેહે સ્વર્ગે ગયા હતા. એટલે તે પહેલાં મહાભારત રચ્યું હોય તો જ શુકને ભણાવી શકે. તપ અને યોગથી આમ બનવું અશક્ય નથી. છતાં કેટલાક લોકો એમ માને કે વ્યાસે શુકને ભણાવ્યું તે મહાભારત-માંના પ્રાચીન ઇતિહાસો હશે કે જે મહાભારત કાળ પહેલાં બનેલા મહાભારતમાં વર્ણવ્યા છે તેને લગતું મહાભારત ભણાવ્યું હશે, અને પોતાના જન્મ પછીના યુદ્ધ, યાદવાસ્થળી અને બીજા બનાવો પછી બાકીનું રચ્યું હશે અર્થાત હાલનું સ્વરૂપ ૩ વર્ષે આપ્યું હશે. આમ સ્વીકારવામાં આવે તો પણ તેમાં વર્ણવેલા બનાવો એની રચનામાં યોગ અને તપનો અલૌકિક પ્રભાવ હતો એમ સિદ્ધ થાય છે. જે ગીતા શ્રી કૃષ્ણ અને અર્જુન ભુલી ગયા હતા તે શ્રી વ્યાસે બન્નેના અક્ષરશઃ સંવાદને શ્લોકબદ્ધ કર્યા એ એમના તપનું પ્રમાણ છે. મહાભારતમાં બીજા અનેક પ્રસંગોથી વ્યાસની અલૌકિક શક્તિઓની ખાત્રી થાય છે. ટુંકામાં કહેવાનું એ છે કે શ્રી વ્યાસમાં યોગબળ, તપોબળ અલૌકિક હતું. તેનાથી તેઓ ધારે તે કરી શકતા હતા. તેના ફળ રૂપે આજે વિશ્વ ગીતાનું જ્ઞાન મેળવી શક્યું છે. રામાયણમાં પુરાણોમાં અને મહાભારતમાં બીજા ઋષિ મુનિઓના તપોબળના પ્રભાવનાં ઘણે ઠેકાણે વર્ણનો આપણે વાંચીયે છીએ એટલે તપ અને યોગથી કાંઈ અશક્ય નથી.

કેટલાંક માણસો એમ માનતાં જણાય છે કે શ્રીકૃષ્ણે ઉચ્ચારેલી ગીતા શ્લોકબદ્ધ હતી. આ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે અને તે મહાભારતના ઇતિહાસનું અજ્ઞાન દર્શાવે છે. લોકો જીવનના સામાન્ય વ્યવહારમાં અને પ્રચલિત ભાષામાં આપે છે તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપેલો હતો. આ સંવાદ કે વાતચીત તે વખતની સંસ્કૃત *કે પ્રાકૃત જે કોઇ ચાલુ ભાષામાં થયો હતો; પરંતુ તેને શ્રી વ્યાસે આખા મહાભારતને* છંદબદ્ધ રૂપ આપ્યું ત્યારે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદને પણ છંદબદ્ધ રૂપ આપી શ્લોકબદ્ધ કર્યો અને તેને ગીતા નામ આપ્યું.

## મહાભારતના સમયે વ્યાસની ઊમર

વ્યાસ પોતે બ્રાહ્મણ હતા. ભીલ રાજાની પોષિત કુંવરી યોજનગંધાને કુંવારી અવસ્થામાં જ શક્તિપુત્ર પારાશર ઋષિથી તેઓ જન્મ્યા હતા. ગંગા કિનારાપર આશ્રમ બાંધી તેઓએ ત્યાં વિદ્યાભ્યાસ કર્યો. ૧૫ વર્ષની ઉમરે તેઓ મેરૂ પર્વત ઉપર તપ કરવા ગયા. ત્યાં એમને અરણી નામની સ્ત્રીથી શુક નામના પુત્ર થયા. તે જન્મથી બ્રહ્મજ્ઞાની હતા છતાં જનકરાજાના ઉપદેશથી ગૃહસ્થાશ્રમ કર્યો. શુકને પીવરી નામની સ્ત્રીથી સંતાન થયા પછી તે એજ મનુષ્ય દેહે સ્વર્ગે ગયા. પુત્ર વિયોગથી દુઃખી થયેલા વ્યાસ, ભગવાન શંકરની આજ્ઞાથી પોતાની જન્મભૂમિ રૂપ ગંગા કિનારે પોતાની પુત્રવધુ અને સંતાનો સાથે રહેવા આવ્યા. વ્યાસની માતા યોજનગંધાને સત્યવતીના નામથી હસ્તિ-નાપુરના રાજા શાંતનું સાથે પરણાવવામાં આવ્યાં હતાં. તેને બે પુત્રો હતા ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય. તેઓ યુવાન વયમાં અપુત્ર ગુજરી ગયા. તેથી વંશવૃદ્ધિ જાળવવા માટે સત્યવતી અને તેના ઓરમાન પુત્ર ભીષ્મે તે વખતની પ્રણાલિકા મુજબ બ્રાહ્મણથી વારસપુત્ર ઉત્પન્ન કરાવવા વિચાર કરી વ્યાસને બોલાવ્યા. તે વખતે વ્યાસની

ઉમર ૫૫ વર્ષની હતી. વ્યાસના જન્મ વખતે તેમનાં માતાની ઉમર ૧૫ વર્ષની હતી. ૨૦ વર્ષની ઉમરે તેઓ શાંતનુને પરણ્યાં હતાં. તે પછી તેમને બે પુત્રો થયા હતા અને તેઓ યુવાનીમાં ૫૦ વર્ષની ઉમરે ગુજરી ગયા. આ ઉપરથી અનુમાન કરી શકાય કે જ્યારે સત્યવતીની ઉમર ૭૦ વર્ષની અને વ્યાસની ઉમર ૫૫ વર્ષની હતી ત્યારે વિચિત્રવીર્યની સ્ત્રીઓએ વ્યાસથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુરને જન્મ આપેલો હતો. પાંડુ ૫૦ વર્ષની ઉમરે ગુજરી ગયા ત્યારે પાંડવોનો જન્મ થયો હતો તે પાંડવો પૈકી યુધિષ્ઠિર મહાભારત યુદ્ધ વખતે ૯૪ વર્ષના હતા એટલે આ વખતે શ્રી વ્યાસની ઉમર ૨૧૪ વર્ષની હતી.

## મહાભારતના સમયમાં આયુષ્યમર્યાદા

તે સમયે લોકોનું આયુષ્ય ૧૨૫, ૧૫૦ કે તેથી વધારે વર્ષોનું હતું. છતાં યોગનું કે રસાયન ઔષધોનું સેવન કરનારા ૪૦૦–૫૦૦ વર્ષ કે વધુ જીવતા તે દર્શાવવા ઘણા દાખલાઓ આપી શકાય તેમ છે.

વિચિત્રવીર્યના પુત્રો ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર દરેકની માતા જુદી હતી. તેઓમાં પાંડુ સૌથી મોટા હતા, પરંતુ તેઓ પાંડુરોગથી પીડાતા હોઇને તે રાજ્ય કરી શક્યા નહી. ૫૦ વર્ષની ઉમરે તેઓ ગુજરી ગયા. વિચિત્રવીર્યની બધી પત્નીઓને એક જ વર્ષમાં ગર્ભાધાન થયું હતું. એટલે ધૃતરાષ્ટ્ર, પાંડુના કરતાં ૩–૪ મહિના નાના હતા. મહાભારતનું યુદ્ધ પાંડુના મરણ પછી ૯૪ વર્ષે થયું હતું એટલે ધૃતરાષ્ટ્રની ઉમર તે વખતે આશરે ૧૪૪ વર્ષની હતી આ અને મહાભારતના અન્ય બનાવોના આધારે સાબિત કરી શકાય કે મહાભારતના યુદ્ધ વખતે વ્યાસની ઉમર ૨૧૪ વર્ષની હતી.

મહાભારતના એક ભાગ હરિવંશ વગેરેમાં શ્રી કૃષ્ણના પિતા વસુદેવને કંસે જે નિંદાત્મક શબ્દો કહ્યા છે તે સાબિત કરે છે કે દેવકીને પરણતી વખતે તેની ઉમર ઘણી મોટી હતી. મહાભારતમાં લખ્યા પ્રમાણે વસુદેવ, શ્રીકૃષ્ણ પછી અવસાન પામ્યા. શ્રીકૃષ્ણે ૧૨૫ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું. હવે ધારો કે વસુદેવની ઉમર દેવકીને પરણતી વખતે ૭૦ વર્ષની હોય તો શ્રીકૃષ્ણના મૃત્યુ વખતે તેમની ઉમર ૭૦ + ૧૨૫ = ૧૯૫ વર્ષની હોય, જ્યારે દેવકી તે વખતે લગભગ ૧૫૦ વર્ષનાં હોય. તે વખતે ૭૦ અથવા ૭૫ વર્ષની ઉમરના માણસો યુવાન ગણાતા અને તેમનામાં સંપૂર્ણ બળ અને પ્રજોત્પાદક શક્તિ હતી. તેનો દાખલો એ છે કે મહાભારતના યુદ્ધ પહેલાં ૧૬ કે ૧૭ વરસે અર્જુન દ્વારકા ગયા ત્યારે શ્રીકૃષ્ણની બેન સુભદ્રા અને અર્જુન એક બીજાના યૌવન અને રૂપથી મોહ પામ્યાં અને શ્રીકૃષ્ણે બન્નેનાં લગ્ન કરી આપ્યાં. આ વખતે અર્જુનની ઉમર ૭૫ વર્ષની હતી. સુભદ્રાથી તેને અભિમન્યુનો જન્મ થયો હતો. મહાભારતના યુદ્ધમાં અભિમન્યુનું મરણ થયું ત્યારે તેની ઉમર માત્ર ૧૬ વર્ષની હતી, જ્યારે અર્જુનની ઉમર તે વખતે ૯૧–૯૨ વર્ષની હતી. છતાં અર્જુનનાં પરાક્રમ એક જુવાનને શરમાવે તેવાં હતાં. અભિમન્યુએ આટલી નાની ઉમરે રણભૂમિમાં મહાન શૌર્ય અને પરાક્રમ બતાવ્યાં હતાં. મહાભારતમાં એવા પણ કેટલાક યોદ્ધાઓનાં નામ છે કે જેઓએ ૧૦૦, ૨૦૦, અથવા ૫૦૦ વર્ષની ઉમર થયા છતાં લડાઇમાં વીરતાપૂર્વક ભાગ લીધો હતો.

મહાભારતનું યુદ્ધ પૂરું થયા પછી પાંડવો ધૃતરાષ્ટ્રને પ્રણામ કરવા ગયા, પરંતુ ધૃતરાષ્ટ્ર ભીમને હાથે પોતાના ૧૦૦ પુત્રોનો સંહાર થવાથી વેરથી બળી રહ્યા હતા. એટલે; તેમણે ભીમને બાથમાં લઈ, ભેટવાને બાને ભીંસી મારી નાખવાનો વિચાર કર્યો, પરંતુ શ્રીકૃષ્ણ આ વાત સમજી ગયા એટલે તેમણે સભાસ્થાનમાં રહેલી ભીમની લોઢાની પ્રતિમાને અંધ ધૃતરાષ્ટ્રને ભેટવા માટે ત્વરાથી મૂકી દીધી ક્રોધ અને વૈરાગ્નિથી અત્યંત બળતા અંધ ધૃતરાષ્ટ્રે તે પ્રતિમાને એવી તો છાતી સાથે ભીંદટ દીધી કે તેના ચૂરેચૂરા થઈ ગયા આ વખતે ૧૪૪ વર્ષની ઉમરે પહોચેલ ધૃતરાષ્ટ્રમાં કેવુ અજબ બળ હશે? લડાઈના મેદાનમા ભીમ પોતાની મુઠીના પ્રહારથી હાથીઓને મારી નાખતા હતા અને હાથીઓને પકડી આકાશમા ફગાવતા હતા અર્જુન એક ક્ષણમાં ૫૦૦ બાણ ફેંકતા હતા શ્રીકૃષ્ણ પારાધિને હાથે મરણ પામ્યા કુળના નાશના આઘાતથી તેના પિતા વસુદેવે યોગક્રિયાથી દેહત્યાગ કર્યો દેવકી તેમની પાછળ ચિતામા બળી મુઆં પાંડવો હિમાલયમાં ગયા અને ત્યા નિર્વાણ પામ્યા. જો આ બધા આવુ અકાળ મૃત્યુ ન પામ્યા હોત તો આપણે કહી શકીએ કે તેઓ હજી યે ઘણાં વર્ષ આ દુનિયામાં જીવ્યા હોત એટલે આજથી પાંચ હજાર વર્ષ પહેલાં મનુષ્યો ઘણાં લાંબાં આયુષ્ય ભોગવતા અને અમાપ શરીરબળ ધરાવતા હતાં તેનું મુખ્ય કારણ તેઓ આયુર્વેદમાં કહેલાં દીર્ઘાયુષ્ય કરનારા વિવિધ રસાયન કલ્પોના સેવન કરતા અને જુવાનીને ટકાવી શકતા આયુર્વેદમાં વર્ણવેલા તે ઔષધોના ઉપયોગ આજે પણ મનુષ્યો કરે તો એ લાભ મેળવી શકે.

## વ્યાસની મહાનતા અને દૈવી શક્તિઓ

શાસ્ત્રો કહે છે કે પોતાની તપશ્ચર્યાના પ્રભાવે વ્યાસે અમરતા પ્રાપ્ત કરી હતી હાલ પણ કોઈ યોગીઓ અને સન્યાસીઓને તેમનાં દર્શન થયાનું કહેવાય છે. જગતમાં વ્યાસના કરતા કોઈ મહાન પુરુષ થયો નથી; તેમની મહત્તા અપ્રતિમ છે. તેમની મહાન શક્તિ પાસે બીજા મહાન પુરુષો ઝાંખા પડી જાય છે. તેમનામા નવી સૃષ્ટિ કે નવુ જગત ઉત્પન્ન કરવાની પણ શક્તિ હતી. હાથની હથેળીમાં દડો જોઈ શકાય તેટલી ચોખ્ખી રીતે તેઓ પૃથ્વી અને બ્રહ્માંડોમાં બનતા બનાવોને તથા ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણી શકતા

વ્યાસની અલૌકિક શક્તિના ઘણા દાખલા મહાભારતમાં છે. ભીષ્મપિતામહે અને શ્રીકૃષ્ણે પણ વ્યાસની અગાધ શક્તિનાં ઘણા પ્રસગે વર્ણન કરેલ છે તેવો એક પ્રસગ અહી આપું છુ

મહાભારતના આશ્રમ વાસિક પર્વમાં આ વૃત્તાંત છે મહાભારતના યુદ્ધ પછી ૧૫ વર્ષ સુધી ધૃતરાષ્ટ્ર રાજા હસ્તિનાપુરમાં રહ્યા પછી તપ કરી છેવટનું આયુષ્ય વનમાં ગાળવાની ઈચ્છાથી તે પોતાની સ્ત્રી ગાંધારી, પાંડવોની માતા કુંતી અને પોતાના ભાઈ વિદુર સાથે યુધિષ્ઠિર સવત ૧૬ના કાર્તક શુદી ૧૫ના રોજ તપ કરવા વનમાં ગયા ત્યાં કેકય દેશના રાજા શતયૂપ રાજપાટ પુત્રને સોંપી તપ કરતા હતા તેના આશ્રમમાં જઈ સૌ રહ્યા ત્યાં નારદ દેવલ, વ્યાસ અને બીજા સિદ્ધ ઋષિ મુનિઓ ધૃતરાષ્ટ્ર રાજાને મળવા આવ્યા ત્યાં નારદે સ્વર્ગમાં પાંડુ રાજાની સન્મુખ ઈંદ્રના મોઢામાંથી નિકળેલ વાત કહી કે હવે આ ધૃતરાષ્ટ્ર રાજાનું આયુષ્ય ૩ વર્ષ બાકી રહેલ છે.

ધૃતરાષ્ટ્ર રાજા વનમાં ગયા પછી ૧૧ મહિને પાંડવો પોતાની માતા કુંતા અને પિતા તુલ્ય ધૃતરાષ્ટ્રને મળવા સેંકડો સ્ત્રીઓ, હજારો નગરજનો સાથે કુરુક્ષેત્રમાં યમુના

ઉતરી શતયૂપના આશ્રમ પાસેના ધૃતરાષ્ટ્રના આશ્રમે ગયા. ત્યારે પાંડવોને જોવા માટે આજુબાજુના પ્રદેશના હજારો પ્રજાજનો અને તપસ્વીઓ ઋષિ મુનિઓ અને શિષ્યો સાથે વ્યાસ પણ આવ્યા. ત્યાં અનેક ચર્ચાઓ વાતુંચીતું થયા પછી ધૃતરાષ્ટ્ર, દ્રૌપદી અને બીજી યુદ્ધમાં હણાયેલા યોદ્ધાઓની અને કૌરવોથી સ્ત્રીઓને મરી ગયેલા પુત્રો, પતિઓ, ભાઇઓ પિતાઓ વગેરેને મળવાની ઇચ્છા જણાવતાં આંખે પાટા બાંધેલાં ગાંધારી પોતાના સાસરા વ્યાસને બે હાથ જોડી બોલ્યાં.

"હે મુનીશ્વર, આ રાજાના ૧૦૦ પુત્રોને મરી ગયાં આજે ૧૬ વર્ષ વીતી ગયાં છે છતાં પુત્રોના દુઃખથી એમને કયાંય શાંતિ કે સુખ થાતું નથી. लोकान्तन्यान् समर्थोसि स्रष्टुं सर्वांस्तपोबलात् ॥ किमु लोकान्तरगतान् राज्ञो दर्शयितुं सुतान् । આશ્ર અ. ૨૯। તમે તો પોતાના તપોબળથી નવા વિશ્વને સરજાવવા સમર્થ છે। તો પરલોકમાં ગયેલા રાજાના પુત્રોના દર્શન કરાવી શકે। એ આશ્ચર્યની વાત નથી. આ દ્રૌપદી પુત્રોને, સુભદ્રા અભિમન્યુને, તમારા ૧૦૦ પૌત્રોની સો સ્ત્રીયો પોતપોતાના પતિને, કુંતાજી કર્ણને અને બીજા હજારો મનુષ્યો યુદ્ધમાં મરી ગયેલા પોતપોતાના આપ્તજનોને સંભારી તેઓના મરણથી સંતપ્ત થઇ શોક કરે છે. હે પ્રભુ, તમે એ બધાના શોક દૂર કરો"

ગાંધારીનાં વચન સાંભળી વ્યાસે બધાને આશ્વાસન આપી કહ્યું કે "ભલે ઘણાકાળથી સેવી રહેલા આશા તપનું ફળ બધા જુઓ." તમે બધા ગંગાને કાંઠે જાઓ. પછી હજારો સ્ત્રીઓ અને પુરૂષો ગંગાને કાંઠે ગયા ત્યારે સૂર્ય અસ્ત થયો હતો. તુરત જ વ્યાસ ગંગાના જળમાં ઉતરી ડુબકી મારી બહાર નીકળી મહા સિંહનાદ કરી મરી ગયેલા લોકોને બોલાવ્યા. ત્યારે ભીષ્મ દ્રોણ વિરાટ દ્રુપદ દ્રૌપદીના પુત્રો અભિમન્યુ ઘટોત્કચ કર્ણ દુર્યોધન શકુની દુઃશાસન વગેરે ૧૦૦ કૌરવો, રાજપુત્ર લક્ષ્મણ, ધૃષ્ટદ્યુમ્ન શલ્ય શિખંડી ધૃષ્ટકેતુ અને બીજા કૌરવ તથા પાંડવની સેનાના હજારો રાજાઓ યોદ્ધાઓ તત્કાળ ગંગાના જળમાંથી બહાર નીકળ્યા તેઓનો પ્રચંડ કોલાહલ શબ્દ થયો. જે જે વીર પુરૂષનાં જીવિત દશામાં જેવા વેશ ધ્વજ વાહન અને સ્વરૂપ હતાં તે જ સ્વરૂપે જાણે જીવતા જ હોય તેવા સૌએ બધાને જોયા. તે બધામાં ક્રોધ કે વેરભાવ ન હોતા. બધા પ્રસન્ન ચિત્તવાળા હતા. ત્યારે વ્યાસે ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ આપ્યાં એટલે તેણે અને ગાંધારીએ પોતાના બધા પુત્રોને તથા યુદ્ધમાં મરણ પામેલા બીજા સગા સંબંધીઓને જોયા. મોટા ઉત્સવ સરખો આશ્ચર્યજનક એ પ્રસંગ હજારો મનુષ્યોએ અનિમેષ નયને જોયો. અને હજારો સ્ત્રીઓ હર્ષઘેલી થઇ ગઇ.

ત્યાં પુત્રો માતા પિતાને, સ્ત્રિઓ પતિઓને, ભાઇઓ ભાઇઓને, મિત્રો મિત્રોને, મળ્યા ભેટયા. પાંડવો ધનુર્ધારી કર્ણ અને અભિમન્યુને હર્ષથી બથ ભરી ભેટયા તે વખતે એકબીજાના મનમાં રાગ દ્વેષ ક્રોધ કે બીજા વિકાર ન હોતા. સૌએ પ્રસન્ન ચિત્તથી એક બીજા વડીલો, ભાઇઓ, પત્નિઓ સાથે આખી રાત વાતુંચીતું આનંદ ગોષ્ઠી કરી એક બીજા બથ ભરી ભેટી આનંદ કરી આખી રાત વીતાવી. રાત પુરી થાવા આવી ત્યારે મુનિએ બધાને પોતપોતાના લોકમાં મોકલી દિધા. અને ક્ષણવારમાં બધા અંતર્ધ્યાન થઇ ગયા કેટલાક સ્વર્ગમાં, કેટલાક બ્રહ્મલોકમાં, કેટલાક વરૂણ લોકમાં, કેટલાક કુબેરના લોકમાં એમ જે લોકમાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા. તે વખતે ગંગા નદીમાં રહેલા વ્યાસે પતિના વિયેગથી આકુળ થયેલી સ્ત્રીઓને જોઈ કહ્યું કે या याः पतिव्रतान् लोकानिच्छंति

परम स्त्रियः ॥ ता जान्हवीजलं क्षिप्रमवगाहन्त्वत द्रिताः ॥३३-१९॥ " જે જે સ્રીઓને પોતપોતાના પતિનાં લોકમાં જવાની ઇચ્છા હોય તે સ્રીઓ જલદી ગંગાના જળમાં ડુબકી મારો" તુરત્ જ સેંકડો સ્રીઓ ગંગામાં પડીયું અને દિવ્ય દેહવાળી બની વિમાનમાર્ગે પોતપોતાના પતિના લોકમાં ગઇ.

આ રીતે પ્રિયજનો સાથેના સમાગમનું દૃશ્ય વ્યાસ મુનિનું અદ્ભુત સામર્થ્ય જુદા જુદા પ્રદેશમાંથી ભેળાં થયેલાં હજારો માણસોએ પણ જોયું. આરપછી યુધિષ્ઠિર પોતાના ભાઇઓ અને પ્રજાજનો સાથે ૧ મહિનો ત્યાં રોકાઇ હસ્તિનાપુર ગયા. ત્યારપછી ૨ વર્ષે નારદ મુનિએ હસ્તિનાપુરમાં આવી ધૃતરાષ્ટ્રના મરણના સમાચાર યુધિષ્ઠિરને આપ્યા.

આગળ જણાવાઇ ગયું છે તે પ્રમાણે જે ગીતાનું જ્ઞાન શ્રીકૃષ્ણ અને અર્જુન ભૂલી ગયા હતા તે શ્રી વ્યાસની યોગ શક્તિથી ફરી આપણને પ્રાપ્ત થયેલ છે. આ મહાન કાર્ય સાધી દુઃખી જનતાને આશા અને સાંત્વન આપવા ગીતાનો જે મહાન ઉપદેશ શ્રી વ્યાસે આપણને વારસામાં આપેલ છે તે માટે જગત તેમનું સદા ઋણી છે

## ગીતાના શ્લોકની સાચી સંખ્યા ૭૪૫

પ્રચલિત ગીતાના પાઠ અનુસાર સેંકડો વર્ષ થયા જગત ગીતાના ૭૦૦ શ્લોક વાંચતું આવ્યું છે કારણ શ્રી શંકરાચાર્યના સમય પછી ગીતા સંબંધે કોઇએ પણ સંશોધનની દ્રષ્ટિથી ગીતામાં શોધખોળ કરી નથી કે તેની પુરાણી હસ્તપ્રતો મેળવી તેની સાથે તુલનાત્મક દ્રષ્ટિથી સંશોધન કરી મહાભારતમાં કહેલા ૭૪૫ શ્લોકો પૈકી શ્રીકૃષ્ણના ૪૫ શ્લોક કયાં ગયા તે સંબંધે ઊંડા ઉતરેલ નથી. ગીતાના ૭૦૦ શ્લોક એ તેની સાચી સંખ્યા નથી હાલની ગીતા અપૂર્ણ છે. ભીષ્મપર્વના ૪૩મા અધ્યાયમાં ગીતા પૂરી કર્યા પછી તેની શ્લોકસંખ્યા જણાવતાં વ્યાસે પોતે કહેલું છે કેઃ

> षट्शतानि सविंशानि श्लोकानां प्राह केशवः ॥
> अर्जुनः सप्तपंचाशत् सप्तषष्टिं च संजयः ॥
> धृतराष्ट्रः श्लोकमेकं गीताया मानमुच्यते ॥ ॥ भी. अ ४३ ॥

શ્રીકૃષ્ણના ઉચ્ચારેલા ૬૨૦, અર્જુનના ૫૭, સંજયના ૬૭ અને ધૃતરાષ્ટ્રનો ૧ શ્લોક મળી ગીતાની કુલ શ્લોક સંખ્યા ૭૪૫ની છે. આવી રીતે વ્યાસે પોતે ગીતાના શ્લોકની સંખ્યા ૭૪૫ જણાવી છે, જ્યારે હાલ વંચાતી પ્રચલિત ગીતામાં શ્લોક સંખ્યા ૭૦૦ છે, જેમાંના ૫૭૫ શ્રીકૃષ્ણના, ૮૪ અર્જુનના, ૪૦ સંજયના અને ૧ ધૃતરાષ્ટ્રે ઉચ્ચારેલ છે.

આવી રીતે ૫૦૫૨ વર્ષથી જે ગીતા હિંદમાં ધાર્મિક ગ્રન્થ તરીકે તત્ત્વજ્ઞાનના અને ઉપનિષદોના સત્તરૂપ જ્ઞાનના ભંડાર તરીકે સ્વીકારાયેલી છે અને જે ગીતા હજારો વર્ષથી આપણે વાંચતા આવ્યા છીએ તેમાં ૪૫ શ્લોક ઘટે છે. મહાભારતના કોઇપણ વિદ્વાન કે અભ્યાસીના ખ્યાલ બહારની આ વાત નથી, છતાં થોડા સંશોધન ગ્રંથો સિવાય કોઇએ આ પ્રશ્નનું નિશ્ચિત રીતે અત્યાર સુધીમાં સંશોધન કર્યું નથી, કે જેથી જગતને ગીતાના ખરા માપની ખાતરી કરાવી શકાય. ૭૪૫ શ્લોકવાળી ગીતા મેળવવા સંશોધન કરવાને બદલે ઘણા લાંબા સમયથી ૭૦૦ શ્લોકવાળી ગીતા પ્રજામાં વંચાઇ રહી છે.

## પ્રચલિત ગીતા અપૂર્ણ હોવાનાં કારણ

૫૦૫૨ વર્ષ જેટલો લાંબો સમય પસાર થઇ જવાથી, તે દરમ્યાનમાં આર્ય-શાસ્ત્રોને મહાન વિપત્તિઓમાંથી પસાર થવું પડયું છે. હસ્તલિખિત ગ્રંથોનાં પાનાં ઘસાઇ ફાટી જવાથી, સેંકડો લહીઆઓના હાથમાંથી તે પસાર થતાં શાસ્ત્રીય પાઠોમાં જે ભૂલો ઘૂસી ગઈ હશે તેથી, સાંપ્રદાયિક પક્ષપાતને લીધે ઇરાદાપૂર્વક અમુક શ્લોકો છોડી દેવાથી કે તેના પાઠમાં ફેરફાર કરવાથી અને એવાં બીજાં કારણોની ૭૪૫ શ્લોકવાળા ગીતાનું પ્રમાણે અખંડિત ચાલ્યું આવ્યું નથી. સેંકડો ઠેકાણે મૂળ પાઠ બદલી નવા પાઠભેદો ઘુસાડયાનું માનવાને આપણને ઘણાં કારણ મળે છે, હાલે ગીતાના જે પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો મળી આવે છે તે જરૂર પુરવાર કરે છે કે શ્રીકૃષ્ણની ઉચ્ચારેલી અને વેદવ્યાસે રચેલી ગીતા તેના યથાર્થ મૂળ સ્વરૂપમાં આપણે માટે જળવાઈ રહી નથી.

## ૭૪૫ શ્લોકવાળી ગીતા ઉપરનાં ભાષ્યો હતાં જ

શ્રી શંકરાચાર્યના સમય પહેલાં ગીતા ઉપર ઘણાં યે ભાષ્યો કે ટીકા થયેલાં હતાં. શ્રીશંકરાચાર્યના ભાષ્ય ઉપરથી સ્પષ્ટ થાય છે કે અગાઉનાં બધાં ભાષ્યો ૭૪૫ શ્લોકવાળી ગીતા ઉપરનાં હતાં. આપણે એમ અનુમાન કરવાની હિંમત કરી શકીએ કે આ ૭૪૫ શ્લોકવાળી ગીતા અને તેને આધારે થયેલાં ભાષ્યો સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથોની કોઈ લાઇબ્રેરીઓમાં વણશોધાયેલાં પડયાં હશે. શ્રી મહામાહેશ્વર રાજાનક અભિનવ ગુપ્તની 'ગીતા સંગ્રહ' નામની ટીકા સાથે ગીતાની જે કાશ્મીરી આવૃત્તિ મળી આવી છે, રાજાનક રામ કવિની 'સર્વતોભદ્ર' ટીકાવાળી જે બીજી ગીતા મળી આવી છે અને માત્ર પાઠ સાથે જ પૂનામાં પ્રસિદ્ધ થયેલી જે ગીતા છે એવાં હજારો વર્ષ જૂના ગીતાના હસ્તલિખિત ગ્રંથો ઉપરથી ઉપરનું કથન સારી રીતે પુરવાર થાય છે આવા હસ્તલિખિત ગ્રંથો મેળવવા માટે વિદ્વાનોએ બહુ થોડા પ્રયત્ન કરેલા છે જો આ દિશામાં પ્રયાસ કરવામાં આવે તો શ્રી શંકરાચાર્યના સમય પહેલાં જે ગીતા અને તે ઉપર ભાષ્ય લખાયેલ હશે તે મળી આવવા સંભવ છે.

મુસલમાન બાદશાહોના વખતમાં ગીતા અને ઉપનિષદનાં જે અરેબિક અને ફારસી ભાષાંતરો થયાં હતાં તે કોઈ કોઈ સ્થળે મળી આવે છે. આ ગ્રંથો પુરવાર કરે છે કે ૭૪૫ શ્લોકવાળી ગીતા અસ્તિત્વ ધરાવતી હોવી જ જોઇએ. ૭૪૫ શ્લોકવાળી ગીતાનું અસ્તિત્વ સ્થાપિત કરવા આવી રીતે આપણી પાસે જુના પુરાવાઓ છે. એક હજાર વર્ષ પહેલાં થયેલા વિદ્વાન અલ્બેરૂની અને ત્યારપછી મુસલમાન બાદશાહોના સમય સુધી ૭૪૫ શ્લોકવાળી ગીતા વંચાતી હતી. આથી સાબીત થાય છે કે હિંદમાં ૫૦૦ વર્ષ પહેલાં ૭૪૫ શ્લોકવાળી ગીતા પ્રચલિત હતી.

૧ ગીતાના પ્રચલિત પાઠમાં શ્રીકૃષ્ણના ઉચ્ચારેલા ૫૭૫ શ્લોક છે; જ્યારે મહર્ષિ વ્યાસની ગણના મુજબ તેની સંખ્યા ૬૨૦ હોવી જોઇએ. જો આપણે વ્યાસની ગણનાને સાચી સ્વીકારીએ-તે આપણે સ્વીકારવી જ જોઇએ તો શ્રીકૃષ્ણના ઉચ્ચારેલા ૪૫ શ્લોક અત્યારની પ્રચલિત ગીતામાં ખૂટે છે.

## ગીતાના પાઠની અપૂર્ણતા દૂર કરવા ગીતાના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહ અને તુલના કરવાં જોઇએ.

ગીતામાં જુદે જુદે સ્થળે શ્રીકૃષ્ણે જે વિષયો ચર્ચેલા છે તેની અપૂર્ણતા દૂર કરવા તે વિષયના સ્પષ્ટીકરણમાં શ્રીકૃષ્ણે જે તત્વજ્ઞાનોપયોગિ વિવરણો કર્યાં હોય તે જોવાં જોઇએ. આ હેતુ સાધવા ગીતાનાં જુના ભાષાંતરો કે તે ઉપરની ટીકાઓનો—ભલે તે સંસ્કૃત, પ્રાકૃત, ફારસી કે અરબી અથવા બીજી ભાષાઓમાં હોય સંગ્રહ કરી તેમનો તુલનાત્મક અભ્યાસ કરવો જોઇએ. ગીતામાં જે વિષયો ચર્ચેલા છે તેની વિશિષ્ટતાઓ, ગીતાના પાઠભેદ, વધારાના શ્લોક, તેના અર્થ, ઉપનિષદોના મંત્રો સાથે ગીતાના શ્લોકોનું સામ્ય અને એવી બીજી જે કાંઈ હકીકતો મળે તે આવા ગ્રંથોમાંથી શોધી કાઢવા સંશોધન કરાવાં જોઇએ. આવી રીતે ગીતાની અપૂર્ણતા દૂર કરી શકાય અને તેના પાઠભેદ સુધારી શકાય. આ રીતે લોકોને ગીતાના સત્ય સ્વરૂપની અર્થાત ખરી ગીતા ૭૦૦ શ્લોકની નહોતી કે ન હોવી જોઇએ એવી એમને ખાત્રી કરાવવી જોઇએ. આ દિશામાં આજે નાના પાયા ઉપર પ્રયાસ થઈ રહ્યા છે.

૪૫ શ્લોક ઓછા હોવા છતાં અને ઘણાંયે પાઠભેદો છતાં હાલમાં વંચાતી ગીતા જગતને મુગ્ધ કરી નાખે છે. તો પછી યોગ્ય સ્થળે જો ખરા પાઠ અને ખૂટતા શ્લોક કે પાઠભેદ શોધી કાઢવામાં આવે અને ગીતાને તેના મૂળ સ્વરૂપમાં મુકી દેવામાં આવે કે જે કામ આ ખોજપત્રી ગીતાએ પૂર્ણ રીતે કરી બતાવ્યું છે તો તે માનવજાતને કેટલી મુગ્ધ કરનારી અને કલ્યાણકારી થશે તેનો ગીતાના વિદ્વાનોએ વિચાર કરવો જોઇએ

પ્રચલિત ગીતા અપૂર્ણ છે એમ સ્વીકૃત થવા છતાં તેમાં ખૂટતા શ્લોકો ઉમેરવા એ લગભગ ધર્મદૂષણ હોય એમ વિદ્વાનો અને એની વાંદે ચાલતા પ્રજાજનો આજ સુધી માનતા આવ્યા છે. ગીતાના સંમાનનીય ભાષ્યકાર શ્રી શંકરાચાર્યના સમયથી આગ્રહપૂર્વક આજ ૨૪ વર્ષ થયાં, કે અલ્બેરુનીના એક હજાર વર્ષ થયાં કે મુસલમાન બાદશાહોના ૫૦૦ વર્ષ થયાં કે જ્યારથી ૭૦૦ શ્લોકની ગીતા વંચાવા માંડી હોય ત્યારથી વિદ્વાનોએ આ પ્રશ્ન ઉપર કદી વિચારણા કરી નથી. ગીતાની અપૂર્ણતા પ્રત્યેની વિદ્વાનોની ઉદાસીનતાની કે ધર્મપ્રધાન માન્યતાની એ સાક્ષી પુરે છે.

આજના સંશોધન યુગમાં ગીતાની હસ્તપ્રતો જુદે જુદે સ્થળેથી મળી શકે છે તેવે વખતે ગીતાની ઉત્કટ શ્રદ્ધાના આધારરૂપ ગીતાને માનનારા લોકો એમ માને છે કે શક્ય હોય તો ગીતાની અપૂર્ણતા સત્વર દૂર થવી જોઇએ, તેથી માનવજાતનું કલ્યાણ થશે, આ વૃત્તિથી હસ્તપ્રતો ઉપરથી ગીતાના પાઠભેદનું સંશોધન કરનાર વિદ્વાનોનું કાર્ય સરળ અને વેગીલું બન્યું છે.

## ગીતાના ઉપદેશના સાંપ્રદાયિક વિવરણો

ભારતમાં આજ સુધી પ્રચલિત ગીતાનાં સાંપ્રદાયિક વિવરણોને અંગે અભિલાષી સંશોધકોને માટે સંશોધનનાં દ્વાર લગભગ બંધ હતાં. પોતપોતાના સંપ્રદાયોને શાસ્ત્રીય અધિકાર મળે એ હેતુથી તત્વજ્ઞાનની જુદી જુદી શાખાના આચાર્યોએ પ્રસ્થાનત્રયી એટલે ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર અને ગીતા ઉપર ભાષ્યો લખ્યાં છે.

શ્રી શંકરાચાર્ય અને તેના અનુગામી ભાષ્યકારોએ આ જ વૃત્તિ ગ્રહણ કરેલી; પરંતુ શ્રી શંકરાચાર્યના સમય પહેલાંના ગીતાના ભાષ્યકારો કંઇક જુદા જ મતો અને સિદ્ધાન્તો ધરાવનારા હતા. ગીતાના જુદા જુદા અર્થો ઘટાવવા માટે તેઓને પોતાનો કોઇ સાંપ્રદાયિક સિદ્ધાન્તો હતા જ નહિ. કોઇપણ જાતના પૂર્વગ્રહ કે સ્વાર્થ વિના જ તેઓ ગીતાનો ઉપદેશ તેના સાચા સ્વરૂપમાં લોકો આગળ રજુ કરતા. શ્રી શંકરાચાર્યે એમના પહેલાંનાં ભાષ્યોનું, પોતાના સિદ્ધાંત સ્થાપિત કરવા જે ખંડન કરેલું છે તેથી આ હકીકતને સમર્થન મળે છે.

કેટલાક સાંપ્રદાયિક ભાષ્યકારોએ પોતાના ઇષ્ટ સિદ્ધાંતોને ટાંગવાની ખીલી તરીકે ગીતાનો ઉપયોગ કર્યો છે. પોતપોતાના સંપ્રદાયની પુષ્ટિ ગીતામાંથી મળી શકે એ દ્રષ્ટિથી દરેકે ગીતાનો અર્થ ઘટાવ્યો છે. કેટલાક કહે છે કે ગીતાનો પ્રધાન ઉપદેશ ભક્તિ છે, કેટલાક કહે છે કે ગીતા વૈરાગ્યનો ઉપદેશ કહે છે. કર્મયોગ, શરણાગતિ, અદ્વૈત, દ્વૈત, શુદ્ધાદ્વૈત વિશિષ્ટાદ્વૈત અને બીજા કેટલાક સાંપ્રદાયિક મતો છે. આમ પોતપોતાના સાંપ્રદાયિક અર્થાત પોતાનો સંપ્રદાય પ્રસ્થાનત્રયીને અનુસરતો છે એમ ઘટાવવા પોતપોતાના સંપ્રદાયને બંધ બેસતા અર્થ દરેકે જુદીજુદી રીતે ઘટાવ્યા છે અને પોતાના મતને અનુરૂપ એવા અર્થો જુદાજુદા ભાષ્યકારોએ કર્યા છે અને શ્રીકૃષ્ણને તેઓ પોતપોતાના મતપ્રદર્શક તરીકે સ્થાપિત કરવા યત્ન કરેલ છે.

ભારતીય ઇતિહાસનો અભ્યાસી જાણે છે કે ગીતાના ઉપદેશને અંતે મહાભારતનું મહાયુદ્ધ થયું. જે અઢાર દિવસ ચાલ્યું અને લાખો માણસોનાં બલિદાન દેવાયાં. શ્રીકૃષ્ણ કે અર્જુન બેમાંથી એકેયે યુદ્ધ પછી જગતનો ત્યાગ નથી કર્યો, તેઓએ કોઇ નવો સંપ્રદાય પણ સ્થાપ્યો નથી કે પોતાની મૂર્તિનું પૂજન કરવા લોકોને અનુરોધ પણ કર્યો નથી. એથી ઊલટું મહાભારત યુદ્ધના ભયંકર સંહાર અને રક્તપાત પછી સમ્રાટ યુધિષ્ઠિર, અર્જુન અથવા પાંચ પાંડવોએ હસ્તિનાપુરમાં ૩૬ વર્ષ રાજ્ય કર્યું. શ્રીકૃષ્ણ પણ ત્યાર પછી ૩૬ વર્ષ સુધી દ્વારકામાં રહ્યા અને જીવ્યા અને યાદવાસ્થળી પછી પોતે પંચત્વ પામ્યા. શ્રીકૃષ્ણના વિયોગથી દુઃખી થયેલા પાંડવોએ પણ હિમાલયપ્રયાણ કર્યું

## ગીતાનું તત્ત્વજ્ઞાન સર્વદેશીય છે

ગીતાનો ઉપદેશ દરેક વર્ગના અને દરેક અવસ્થાના માણસોને જગતના દરેક દેશ ધર્મ સંપ્રદાય કે કોમના માણસોને સંબોધાયો છે. જે લોકો પોતાનો જે ધર્મ બજાવવાનો ઉપદેશ કરે છે તે ધર્મનો માર્ગ ગીતામાં બતાવેલ છે. જન્મ સાથે જ ઘડાયેલા-નિર્માણ થયેલા ચાર વર્ણ અને ચાર આશ્રમનું દરેક પ્રજાજને પાલન કરવાનો અને દરેક વર્ણાશ્રમ ધર્મના ગુણ કર્મ આચરણ લક્ષણ અને તેના પાલનના માર્ગ ગીતા બતાવે છે. પોતપોતાના વર્ણના અને આશ્રમના જીવનનો મનુષ્યે પરિત્યાગ ન કરવો એમ તે દૃઢ આદેશ કરે છે. તેનું તત્ત્વજ્ઞાન એટલું સાર્વત્રિક છે કે સૌ કોઇ વિના સંકોચે તેનો સ્વીકાર કરે. વેદો, સ્મૃતિઓ, ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, અને જૈમિનિ તથા વ્યાસ જેવા મહર્ષિની કારિકાઓ અને દર્શનની બીજી કોઈ નૈષ્ટિક શાખાનાં મુળભૂત સિદ્ધાંતોનો ગીતા એ સારાંશ સત્ત્વ કે નિર્યાસ છે. આથી આખા જગતના વિદ્વાનોને ગીતાએ મંત્રમુગ્ધ કર્યા હોય તો નવાઇ પામવા જેવું નથી. કોઇ પણ ધર્મ કે દેશના લોકોને ગીતાનો ઉપદેશ આત્માને શાંતિ આપનારો લાગે છે એ તેની અલૌકિકતા છે.

## ગીતા બુદ્ધયુગ પછીની નથી.

ગીતાના સોળમા અધ્યાયમાં થયેલા નાસ્તિકવાદના ઉલ્લેખ ઉપરથી કેટલાક સિદ્ધાંત-પ્રતિપાદકો એમ માને છે કે ગીતા બુદ્ધના સમય પછી થઈ. આ મતના અનુયાયીઓ રામાયણ જેવા ઐતિહાસિક ગ્રંથના અજ્ઞાનનું પ્રદર્શન કરાવે છે. વાલ્મિકિ રામાયણ ઉપરથી આપણે જાણીએ છીએ કે પિતાના આદેશનું પાલન કરવા માટે રામ વનમાં ગયા અને કેટલોક સમય ચિત્રકૂટમાં રહ્યા તેની માતાઓ, ભરત અને શત્રુઘ્ન બંને ભાઈઓ, વસિષ્ઠ અને બીજા કેટલાક પ્રધાનો અને સેંકડો પ્રજાજનો રામને અયોધ્યા પાછા લાવવા માટે સમજાવવા ત્યાં ગયેલા, પરંતુ તેઓ નિષ્ફળ ગયા. પછી દશરથના પ્રધાન જાબાલિ ઋષિએ રામના નિશ્ચયને ફેરવવાની યુક્તિરૂપ પ્રયાસ કર્યો. જાબાલિ સ્વયં અનિધાર્મિક મહર્ષિ હોવા છતાં તેમણે રામને અયોધ્યામાં તેડી જવાના ઉપાય રૂપે નાસ્તિક વાદનો કેટલોક ઉપદેશ આપ્યો. આમ છતાં રામે પાછા ફરવાનું કબુલ ન કર્યું. ઉલટું તેમણે નાસ્તિક વાદના ઉપદેશ માટે જાબાલિને ઠપકો આપ્યો જાબાલિએ પોતે આ સત્યનો સ્વીકાર કરી પોતે રામને પાછા અયોધ્યામાં લઈ જવાના ઉપાય તરીકે જ પાખંડ મતનું વર્ણન કર્યાનું કબુલ્યું છે, આ ઉપરથી આપણે અનુમાન કરી શકીએ કે રામાયણ યુગ પૂર્વે પણ નાસ્તિકવાદ પ્રચલિત હતો. માટે ગીતામાં કોઈ નાસ્તિકવાદનાં સૂત્રોની છાયા કોઈને દેખાય એથી એમ કદી સિદ્ધ નથી થતું કે ગીતા બુદ્ધના સમય પછીની છે.

મહાભારતમાં યવનો અને મ્લેચ્છોનો ઉલ્લેખ છે આપણે જાણીએ છીએ કે યવનો અને મ્લેચ્છો યુધિષ્ઠિરના ખંડિયા રાજા હતા. આ હકીકત ઉપરથી શું આપણે અનુમાન કરી શકશું કે મહાભારત મુસલમાન યુગ પછી લખાયું હતું ? અગિયારમા સૈકામાં થઈ ગયેલ વિખ્યાત ઇતિહાસકાર આલ્બેરૂની મહાન સંસ્કૃત વિદ્વાન હતા તેમણે અરેબિક ભાષામાં ભારતનો પ્રમાણભૂત ઇતિહાસ લખ્યો છે. જેનું "અલ્બેરૂનિ ઈન ઈંડિયા" એ નામનું પુસ્તક અંગ્રેજીમાં ભાષાંતર રૂપે ૧૯૧૨માં પ્રસિદ્ધ થયું છે પ્રસ્તુત પુસ્તકમાં એમણે ગીતા અને મહાભારતનાં અનેક અવતરણો ટાંક્યાં છે. અને મહાભારત ગ્રંથ ૪૦૦૦ વર્ષો પૂર્વેનો છે અને ગીતામાં ૭૪૫ શ્લોક છે એવું તેણે પ્રતિપાદન કરેલું છે.

## ગીતાના પ્રમાણનું-માપનું નિર્બળ અનુમાન

કેટલાક લોકો માને છે કે યુદ્ધને વખતે ગીતાના સાતસો શ્લોક સાંભળવાનો અર્જુનને સમય ન હતો તેથી તેઓ સૂચવે છે કે ગીતા સાત, ચોવીશ કે સિત્તેર શ્લોકની હતી. ગીતાના પ્રમાણ વિષેનું આવું નિર્બળ અનુમાન સહુથી વેગળુ અને તરંગી જ છે. તે અનુમાનોનું પ્રતિપાદક ઘોર અજ્ઞાન અને મુર્ખાઈનું પ્રદર્શન કરે છે

શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થયેલો સંવાદ સામાન્ય વાતચીતના સ્વરૂપમાં હતો. શ્રી વ્યાસે તેને છંદોબદ્ધ સ્વરૂપ આપ્યું. કોઈ બે વ્યક્તિ વચ્ચે એક કલાક શાસ્ત્રાર્થ કે ચર્ચા ચાલી હોય અને આપણે તેની શબ્દશઃ નોંધ લીધી હોય તો તેના હજાર કે દોઢ હજાર શ્લોકો બનાવી શકાય એ નિઃશંક છે. માત્ર દલીલની ખાતર આપણે સ્વીકારીએ કે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે પદ્યમાં સંવાદ થયેલો તો પણ સાતસો પીસતાલીસ શ્લોકો સંવાદમાં બોલતાં માત્ર એક કલાક લાગે. અજ્ઞાની અને અવિચારી

માણસો જ્યારે ગીતાનો વિચાર કરે છે ત્યારે હજારો પૃષ્ઠવાળા પાંડિત્યપૂર્ણ ટીકા ભાષ્યોયુક્ત ગીતા તેઓની નજરે તરતી લાગે છે આવી નબળી વિચારસરણિથી નિર્માલ્ય અનુમાનો બંધાય છે. ખરી હકીકત એ છે કે કૃષ્ણાર્જુન સંવાદને શ્રી વ્યાસે શ્લોકબદ્ધ કર્યો અને ખરેખરો સંવાદ કલાક કે દોઢ કલાકથી વધુ ચાલ્યો ન હતો. જ્યારે માણસની સામે ભાઈઓ, ગુરુઓ, સ્વજનો વડીલો, પુત્રો, ભત્રીજા, ભાણેજો, મિત્રો, રાજકર્તાઓ વગેરે લાખો મનુષ્યનો સંહાર પોતાને હાથે થવાનો સમય નજર સામે આવી ઉભો રહે ત્યારે ગમે તેવા કઠણ હૃદયનો મનુષ્ય પણ કંપી ઉઠે થંભી જાય ભયથી મુંઝાઈ જાય. દુઃખ, મુંઝવણ અને દયાથી અભિભૂત બને એ સ્વાભાવિક છે. પછી તે મનુષ્ય ગમે તેટલો વિદ્વાન શૂરવીર હોય તો પણ ઘોર હત્યાકાંડમાંથી પાછું હઠવાની ભાવના થાય જ. અર્જુન વેદવેદાંગપારંગત મહાન શૂરવીર ક્ષત્રિય હતા છતાં તે મનુષ્ય હતા તેથી મનુષ્યોચિત શોક દુઃખ સંતાપથી તે આવા વિષમ સમયે વ્યામોહ પામે એ સ્વાભાવિક હતું. કર્ણની ઈંદ્રદત્ત શક્તિથી ઘટોત્કચનું મરણ થયું ત્યારે શ્રીકૃષ્ણ હર્ષ પામી તાલીઓ પાડવા લાગ્યા તે જોઈ યુધિષ્ઠિરે પોતાના મહાન યોદ્ધાના મરણ વખતે દુઃખ પામવા તે બદલે હર્ષ પ્રગટ કરવાનુ કારણ પુછતાં શ્રીકૃષ્ણે કહ્યું કે હે રાજા એ શક્તિ અર્જુન માટે જ કર્ણે રાખી સાચવી હતી જો તે શક્તિ અર્જુન પર તેણે ફેંકી હોત તો અર્જુન મરી જાત તેને હું પણ બચાવી શકત નહી અને અર્જુનની પાછળ હું પણ મરી જાત એવો મને તે વહાલો છે. શ્રીકૃષ્ણ જેવા યોગી પુરૂષ પણ અર્જુનના મૃત્યુથી પોતે પણ મરી જવા સુધીની મનની નિર્બળતા બતાવે છે તો પછી અર્જુનને સ્વજનોનો સંહાર કરવા ટાણે દયા દુઃખ અને ગ્લાનિ ઉપજે અને યુદ્ધમાંથી પાછા ફરવા તૈયાર થાય તેવે કટોકટીને વખતે ફરી તેને લાવા તૈયાર કરવા શ્રીકૃષ્ણને પોતાના બુદ્ધિ બળનો પુરેપુરો ઉપયોગ કરવાનો વખત આવે તેમાં કેટલો સમય લાગશે એ બેમાંથી કોઈ જાણતું નહોતું.

બન્ને સૈન્યમાં લડવા તૈયાર થઈ ઉભેલા પિતા અને પિતામહ સરખા વૃદ્ધો આચાર્યો મામા ભાઈઓ પુત્રો, પૌત્રો, મિત્રો સ્નેહીઓ વગેરેને જોઈ આ બધાને મારે મારે હાથે હણવા ? અને એ સૌ મારા આપ્તજનોને હણશે ? આવા વિચારે ઉત્પન્ન થયેલી કરૂણાથી અર્જુન કહેવા લાગ્યા [1] " અરે કૃષ્ણ, લડવા તૈયાર થઈ ઉભેલા આ બધા **સ્વજનોને જોઈ મારાં ગાત્ર શિથિલ થઇ જાય છે, મો સુકાય છે, શરીરમાં ધ્રુજારી વછુટે છે, રૂંવાડાં ઉભાં થાય છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, ચામડી બળવા લાગી છે, અપશુકનો દેખાય છે. આ સ્વજનોને હણી હું મારૂં કલ્યાણ જોતો નથી. હે કૃષ્ણ મારે વિજય રાજ્ય કે સુખ જોતાં નથી. જેઓ માટે અમે રાજ્ય મેળવવાં છે તેઓ તો યુદ્ધમાં મરવાના જ થયા છે. આ બધા મને ભલે હણે પણ હું તેઓને ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તો પણ હણવાનો નથી તો પછી આ પૃથ્વી માટે કેમ હણું આ કુલક્ષયનું પાપ કરવા અમે તૈયાર થયા ? અરે રે જાતિ ધર્મ કુળધર્મ નાશ કરી રાજ્ય અને સુખને લોભે અમે ભયંકર પાપ કરવા તૈયાર થયા ! ભલે મને કૌરવો હણે "**

એમ કહી બાણ સાથેનું ધનુષ્ય નીચે નાખી દઈ રથોપસ્થ ઉપર અર્જુન બેસી ગયા.

---

1 ગીતા અ. ૧ શ્લો. ૨૨ થી ૪૭

આ રીતે રણભૂમિમાં ધનુષબાણ ફેંકી દઈ યુદ્ધનો ઇનકાર કરી અર્જુન બેસી ગયા. તે વખતે એના મનપર કેટલો ભયંકર આઘાત થયો હશે એની કલ્પના કરવી જોઇએ. આ મામલો એવો બન્યો હતો કે અર્જુન રથોપરથ ઉપર બેઠા પછી લડાઈ બંધ જ પડવાની હતી અને લશ્કર વિખેરાઈ જઈ પોતપોતાને ઠેકાણે ચાલ્યા જવાનો અને પાંડવો પાછા વન વગડે રખડી રઝળી મરી જવાનો સમય આવી પહોંચ્યો હતો. "લડાઇને ટાણે ગીતા સંભળાવવાનો વખત નહોતો" એમ કહેનારા વસ્તુ સ્થિતિનો વિચાર કરી શકયા નથી. જ્યાં યુદ્ધ બંધ પડી જવાનો વખત હતો ત્યાં યુદ્ધ ટાણે સંભળાવવાના સમયના માપનો હીસાબ કર્યા કરવાનો રહે છે? અર્જુને જોયું કે બન્ને લશ્કરના મહારથીઓને હાથે બંને લશ્કરનો દાળોવાટો થઇ જવાનો છે. એટલે દીકરા કે દીકરાના દીકરા પણ મરી જશે પછી કોને માટે યુદ્ધ કરી રાજ્ય મેળવવું. અર્થાત યુદ્ધ કરવાનું જ અર્જુને માંડી વાળ્યું હતું ત્યાં ૧-૨ કે ૪ કલાકના સમયની કયાં વાત હતી? એ વખતે શ્રી કૃષ્ણને મહાન ધર્મ સંકટ આવી પડયું હતું, તેઓ જાણતા હતા કે જો અર્જુન લડાઈ નહી કરે તો આ યુદ્ધ હમેશને માટે બંધ પડશે અને પાંડવો હમેશને માટે રખડી રઝળી જાશે. લડાઈ વિના ૧ ગામ પણ કૌરવો આપે એમ નથી, કરેલી પ્રતિજ્ઞાઓ લડાઇ વિના પૂરી થાય તેમ નથી; એવા અનેક વિચાર અને ચિંતાના આક્રમણે તેમનામાં જે કાંઈ બુદ્ધિ, વિદ્યા, યોગ શક્તિ હતાં તેનો ઉપયોગ કરી અર્જુનને યુદ્ધ માટે તૈયાર કર્યા. તે કામમાં ૧-૨ કલાકમાં જ શ્રી કૃષ્ણને સફળતા મળી ગઇ છતાં માનો કે અર્જુન સમજ્યા ન હોત તો દ્રૌપદી યુધિષ્ઠિર ભીમ વગેરે પણ તેને યુદ્ધ કરવા માટે સમજાવત અને તેમ કરતાં એક બે કે વધુ દિવસ નિકળી જાત અને તેટલો વખત યુદ્ધ બંધ રહેત. એ વખતનાં યુદ્ધ, ધર્મને અનુસરી બન્ને પક્ષ તરફથી યુદ્ધ વાજીંત્રો દ્વારા જાહેર થયા પછી જ શરૂ થતાં હતાં. અર્જુનનો મોહ મટયો ત્યાર પછી યુધિષ્ઠિર શત્રુ પક્ષમાં રહેલા ભીષ્મ પિતામહ, દ્રોણ વગેરે વડીલોને પ્રણામ કરી આશીર્વાદ અને યુદ્ધ કરવાની રજા લેવા ગયા. તેની પાછળ શ્રીકૃષ્ણ અને પાંડવો પણ ગયા. તેઓએ આશીર્વાદ આપ્યા પછી સામસામી વ્યવસ્થિત ગોઠવાઇ ગયેલી સેનાઓએ યુદ્ધ શરૂ થયું હતું યુદ્ધ વખતે ગીતા સંભળાવવાનો વખત નહોતો એમ કહેનારાની માન્યતા એવી છે કે જાણે અર્જુનની માનસિક દશા ગમેતેવી થઈ હોય પણ તેણે અને શ્રીકૃષ્ણે પાંચ પંદર મિનીટમાં ગીતાનું કામ પતાવી લડવા મંડવું જોઈએ. આ લડાઈ પછી આવનારાં પરિણામનો જે આઘાત અર્જુનના મનપર થયો તેની કલ્પના નહિ કરી શકનારાની આ દ્રષ્ટિ છે ખરી રીતે એ વખતનો અર્જુનનો મોહ વિહ્વળના શ્રીકૃષ્ણને ચિંતામાં નાખનારાં હતાં સમાધાનની વાટાઘાટમાં શ્રી કૃષ્ણને ૮-૧૦ દિવસ ગાળવા પડયા હતા તેમ અર્જુન ન સમજ્યા હોત તો ૧-૨ કે વધુ દિવસો પણ તેને સમજાવવામાં પસાર થાત, છતાં તે ન સમજ્યા હોત તો અર્જુનને પડતા મુકી બીજા ચાર ભાઇઓને આગળ કરી શ્રીકૃષ્ણ પોતે યુદ્ધ કરત અને તેટલો વખત યુદ્ધ અટકી પડત કુટુંબ કબીલાનો વિનાશ કરી મેળવેલા રાજ્ય પ્રત્યે અર્જુનનો વૈરાગ્ય એવો ઉગ્ર બન્યો હતો કે ધનુષ બાણ ફેંકી દઇ દયા અને

કરૂણાથી તે પરાધીન થઈ ગયા હતા એ મોહ દયા કરૂણા વિહ્વળતા પાંચ દસ મિનીટના શ્રીકૃષ્ણના ઉપદેશથી મટી ગયાં હોત તો અર્જુને એ બધો ખોટો દયાર્દ્રભાવનો ઢોંગ કે દંભ કર્યો હતો એમ કહી શકાત. આ બધી ચર્ચાથી એ ફલિત થાય છે કે જે ભયંકર આપત્કાળના સંજોગોમાં શ્રી કૃષ્ણે અર્જુનને ઉપદેશ કર્યો તેમાં તેમને સફળતા મળી ગઈ એ બધું આવી પડેલ સંજોગ અને અર્જુનના મનની થઈ પડેલી તે વખતની સ્થિતિને બંધ બેસતું જ હતું. અને શ્રી કૃષ્ણ-અર્જુન વચ્ચેનો એ સંસ્કૃત પ્રાકૃત ભાષામાં થયેલા ૧-૨ કલાકના સંવાદને વ્યાસ મહર્ષિએ ૭૪૫ શ્લોકમાં રચ્યો એ ઘટનામાં શંકાને અશક્યપણાને સ્થાન નથી. આ પ્રસંગ પરત્વે સંશય ઉપજાવનારાઓનાં માનસ જ વસ્તુ સ્થિતિને ઓળખી નથી શક્યાં અથવા તો કુટુંબ વત્સલતાહીન કે સ્નેહહીન જીવનવાળા પશ્ચિમના માનસ પાછળ હિંદના વિદ્વાનો પણ ઘસડાઈ ગયા છે એમ કહી શકાય. આ વખતે ઘડીભર આપણે એવી કલ્પના કરી લઈએ કે અર્જુનને ઠેકાણે આપણે છીએ, આપણા શત્રુઓનો સંહાર કરવા યુદ્ધને આંગણે ઉભા છીએ. અને શત્રુઓનો સંહાર કર્યા પછી આપણને સ્વર્ગ સરખું સામ્રાજ્ય કે અઢળક ઐશ્વર્ય મળવાનું છે પરંતુ તે મળવા પહેલાં આપણા પુત્રો પૌત્રો અને વહાલા આપ્તજનો કે જેઓ આપણે મેળવેલા એ રાજ્ય કે ઐશ્વર્ય ભોગવવાના છે તેઓનો તો નાશ થઈ જવાનો સોયે સો ટકા સંભવ છે અને તે પણ ૧૦-૧૫ દિવસમાં જ, તો તે વખતે આપણા મનની કેવી દશા થવા સંભવ છે? શું એ બધાના ભોગે આપણે એ સંપત્તિ મેળવવા તૈયાર થાશું ? તો અર્જુનના મનની દીનદશા વખતે એક બે કલાક યુદ્ધમાં વિલંબ થયો હોય તો તેમાં અશક્ય શું છે ?

ઉપર ચર્ચાઈ ગયેલ છે છતાં એ હકીકત જુદા સ્વરૂપે પુનરૂક્તિ દોષ સ્વીકારીને કહેવી પડે છે. અર્જુન યુદ્ધના મુખ્ય નાયક હતા. શ્રીકૃષ્ણે સમજાવ્યા છતાં જો તેણે લડવાનું છોડી દીધું હોત તો મહાભારતનું યુદ્ધ અટકી જવાનો અથવા તો થોડા દિવસો કે મહીનાઓ સુધી લંબાવાનો સંભવ હતો. જો યુદ્ધ લડાયું નહોત તો દુર્યોધન વગેરે દુષ્ટ કૌરવો ચક્રવર્તી રાજ્ય ભોગવ્યા કરત અને પાંડુરાજા સૌથી મોટા હોવાને લીધે તેના પુત્રો રાજ્યના ખરા હકદાર હતા તેઓને પાંચ ગામ પણ આપવા તૈયાર ન થતા દુર્યોધનાદિ કૌરવોની દુષ્ટતાથી પાંડવોને રખડી રઝળી જીંદગી કાઢવી પડત, તેમ જ એ યુદ્ધમાં અસંખ્ય યોદ્ધાઓએ બતાવેલાં અપૂર્વ દિવ્ય શૌર્ય પરાક્રમ શરીરબળ શસ્ત્રબળ, અર્જુનનું ધનુષ્યબળ, ભીમનું બાહુબળ, ભીષ્મ અને દ્રોણનું દેવતાઓનો પણ પરાજય કરે તેવું શસ્ત્રબળ, કર્ણનું અદ્ભુત પરાક્રમ, ઘટોત્કચનું આકાશ યુદ્ધ અનેક મહારથીઓ સામે એકલો ઝઝુમતો ૧૬ વર્ષના અભિમન્યુનું યુદ્ધ કૌશલ્ય, શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેનો સ્નેહ, અભિમન્યુ પ્રત્યેનો શ્રીકૃષ્ણનો પ્રેમ, મરેલાઓને જીવતા સ્વરૂપે પરલોકમાંથી બોલાવવાની વ્યાસની શક્તિ, શ્રી કૃષ્ણનું બુદ્ધિ ચાતુર્ય એ અને બીજા તે યુદ્ધને અંગે બનેલાં હિંદ માટે ગૌરવ લેવા જેવા કૌતુકો આશ્ચર્યો જાણવાનું સૌભાગ્ય આપણે મળત નહી. પૃથ્વીને ભારરૂપ થયેલા અધર્મી રાજાઓ જીવતા રહ્યા હોત તો પૃથ્વીપર અનેક અનર્થો ઉભા થાત. ભીમ શ્રી કૃષ્ણ અને બીજાઓએ કરેલી પ્રતિજ્ઞાઓ નિષ્ફળ જાત. સેંકડો રાજાઓ અને સભ્યો વચ્ચે રજસ્વલા દ્રૌપદીનો

ચોટલો પકડી પોતાની દાસી બનાવવા ભરસભામાં ઢસડી લાવનાર દુશાસન તથા સભા વચ્ચે હાંસી કરનારા દુર્યોધનાદિને શિક્ષા ન મળત. બધાં કરતાં અપ્રિય એ થાત કે જગતમાં હિંદને ઉંચું સ્થાન આપનારૂં, જગતને કલ્યાણને માર્ગે લઈ જનારૂં મહાભારત ન રચાત ને જગતને જ્ઞાન અને આત્મ શાંતિ આપનારી ગીતા પણ ન રચાત આ બધું કેટલું અનર્થકારક ગણાત ?

અર્જુન યુદ્ધ ભૂમિમાં હાજર થયા અને બન્ને સૈન્યોનું નિરીક્ષણ કર્યું ત્યારે લડવા ઊભેલા અર્થાત મરવા તૈયાર થયેલા વડીલો ગુરૂઓ સગાઓ અને કુટુંબીઓને દીઠા અને વિચાર્યું કે આ લડાઇમાં બન્ને પક્ષના તમામનો સંહાર થઇ જવાનો છે જે પુત્ર પૌત્રોને માટે આપણે રાજલક્ષ્મી મેળવવા લડવાના છીયે તેઓ તો મરણ પામવાના છે તો પછી આપણે આ રાજ્ય કોને માટે મેળવવા ધાર્યું છે. આવી વિચારોની ગડમથલમાં મુંઝાઇ ગયેલા અર્જુન ઉપર દયા સ્નેહ અને કુટુંબ વત્સલતાની લાગણીએ જોર કરી પરાધીન બનાવી દીધા હતા. તે વખતે શ્રીકૃષ્ણ વિના બીજો કોઈ તેને યુદ્ધમાં પ્રેરી શકયો નહોત. અર્જુન જેવા વિદ્વાન વીરને બ્રહ્મવાદદ્વારા જગતનું સાચું સ્વરૂપ રજુ કરનાર શ્રીકૃષ્ણને કેટલી ચિંતા અને મનોવ્યથામાંથી પસાર થવું પડયુ હશે ? આવે કટોકટીને વખતે અર્જુનને ઠેકાણે લાવવા માટે કેટલો સમય લાગશે એની ગણત્રી શ્રી કૃષ્ણ આગળથી કરી શકે ખરા ? કાળના મોઢામાં પ્રવેશવા તૈયાર થયેલા આપ્તજનોને જોતાં હૃદયને કંપાવી નાખતા ભાવોયે અર્જુનને ભૂતકાળનાં અપમાન કષ્ટ ભુલાવી થંભાવી દીધા. તેમાંથી લડવાની પ્રેરણા આપનાર શ્રીકૃષ્ણના ગીતારૂપી ઉપદેશને અસ્થાને કહેનાર ઘણે ભાગે પશ્ચિમના સંસ્કાર અને પશ્ચિમની વિદ્યાજ કારણરૂપ છે. તેઓ કુટુંબપ્રેમ અને પાપભીરૂતાના સાચા તત્ત્વો જાણી શકતા નથી.

યુરોપની ગઇ લડાઇ અને કોરીયાની વર્તમાન લડાઇ એ પશ્ચિમના સંસ્કાર અને માનસનું પ્રતિબિંબ છે. જેમાં લડનારાઓએ લાખો નિર્દોષ સ્ત્રીઓ બાળકો વૃદ્ધોની કતલ કરી છે, કરી રહ્યા છે, ગામના ગામ દેશના દેશ બેદાન મેદાન કરી નાખ્યા છે, અબજોની મીલકતોનો નાશ કર્યો છે. ત્યારે આજના કરતાં ભયંકર શસ્ત્રો ધરાવનાર એ પૂર્વકાળની આર્યોની લડાઇઓમાં લડાઇના મેદાનમાં ભાગ લેનારા વાહન હાંકનારા અને બીજા લડાઇને લગતાં કામકાજ કરનારા નોકર ચાકરો પણ સુરક્ષિત રહેતા. ભુલ્યે ચુકયે પણ તેવા ઉપર હથિયાર પડતું નહી અને શહેરો કે ગામડામાં વસતા પ્રજાજનોના હમેશનાં કામકાજ, વેપાર ધંધો અને વહેવારમાં કાંઈ બાધ આવતો નહી. મુસલમાની શાસન અને છેલ્લા ૫૦-૬૦ વર્ષના સમય પહેલાંના કાળ સુધી પણ હિંદમાં આર્યોયે હિંદુઓએ કે ક્ષત્રિઓએ આ જ લડવાની પ્રણાલી ધર્મને આગળ રાખી ચલાવી છે.

આ બધું જોતાં અર્જુન જેવા વીર વિદ્વાન ક્ષત્રિયને લડાઇમાં પાછો જોડવા માટે તેણે જે શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું અને શ્રીકૃષ્ણ પણ જે શાસ્ત્રો ભણ્યા હતા. તે શાસ્ત્રોના જ્ઞાનનો જ ઉપયોગ ઉચિત હતો તે કરીને શ્રીકૃષ્ણે સફળતા મેળવી.

## મહાભારતમાં ગીતાને ક્ષેપક કહેનારનો મતિભ્રમ

લડાઇ વખતે બ્રહ્મ ઉપદેશ અસ્થાને કહેનારા કેટલાક અજ્ઞાનીઓને શાસ્ત્રોનું કે સંશોધન દ્રષ્ટિનું ભાન નથી. એક વસ્તુ કોઇ ગ્રન્થમાં પાછળથી ઘુસાડી દેવામાં આવી

હોય તો તેને લગતા આધાર ઉલ્લેખ બીજા શાસ્ત્રમાંથી મળી શકે નહી, ભીષ્મપર્વમાં ગીતાના ગ્રર્યનો વ્યસ પોત ગીતાની રચના પછી ગીતાના શ્લોકોનું પ્રમાણ આપે છે. તેમ મહાભારતના શાન્તિપર્વ આશ્વમેધિક પર્વ અને બીજે ઘણે ઠેકાણે ગીતાનો ઉલ્લેખ આવે છે. સેંકડો ઠેકાણે ગીતાને મળતા શ્લોકો ભાવો અને વિધાનો મળે છે. તે બતાવે છે કે ગીતાની રચના મહાભારત કાવ્ય મહર્ષિ વ્યાસે રચ્યું ત્યારે તેણે જ કરી છે. અઢી હજાર વર્ષ પહેલાં થઇ ગયેલા આદ્યશંકરાચાર્યથી માંડી એક હજાર વર્ષ પહેલાં થઇ ગયેલા વિદેશી વિદ્વાન અલ બેરૂની જેવા વિદ્વાનો દ્વારા મહાભારતમાં ની ૭૪૫ શ્લોકની ગીતાનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. હજારો વર્ષ પહેલાં રચાયેલાં ૧૮ પુરાણો ઉપપુરાણોમાં, વેદાંત તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં, ભગવદ્ ગીતાના ઉલ્લેખો અવતરણો મળી આવે છે, એ બધાં પ્રમાણોની નોંધ આ પ્રસ્તાવનામાં શકય નથી, પણ એ બધાથી સિદ્ધ છે કે પાંચ હજાર વર્ષ પહેલાં થયેલા મહાભારતના યુદ્ધ વખતે ગીતામાં વર્ણવેલો ઉપદેશ શ્રી કૃષ્ણે અર્જુનને કરેલ હતો અને મહાભારતની રચના વખતે જ ગીતાને મહર્ષિ વ્યાસે શ્લોકબદ્ધ કરી છે. ગીતાને ક્ષેપક કે પાછળથી મહાભારતમાં દાખલ કરી દેવામાં આવી એમ કહેનારા ખોટા છે.

## સમર ભૂમિમાં ગીતાના ઉપદેશ સંબંધે મત બાંધવામાં લો. તિલક જેવા પણ ભુલ ખાય છે

સમર ભૂમિમાં અર્જુનને ગીતાનો ઉપદેશ અપાયો હોય તો પચીસેક શ્લોકમાં કે પાંચ દસ મીનીટમાં જ હોવો જોઇએ સંપૂર્ણ ગીતાનો ઉપદેશ આપવાનો તે સમય ન્હોતો આમ કહેનારાઓને ઉપરના વિવેચનમાં જવાબ મળી જાય છે. અર્જુન જેવો ચાર વેદ અને છએ શાસ્ત્રમાં પારંગત મહારથી વિદ્વાનને થયેલા મતિભ્રમને મટાડવા માટે કેવો વિદ્વાન અને કેવું ગહન જ્ઞાન ધરાવનાર સફળ થાય એનો વિચાર તેઓ કરતા નથી. શ્રી કૃષ્ણ અર્જુનના આ સંવાદ વખતે આપણે એ દૃષ્ટિ રાખવાની છે કે અર્જુન યુદ્ધ માટે ઉતાવળો નહોતા પણ યુદ્ધ લડવાની જ ના પાડી દીધી હતી તેને ફરી લડાઈમાં જોડવા તૈયાર કરવા શ્રીકૃષ્ણે પોતાની બુદ્ધિનો પુરૂષાર્થ કરવાનો એ સમય હતો. જો પાંચ પચીસ મીનીટની વાતચીત કે ઉપદેશથી અર્જુનનો મોહ નીકળી ગયો હોત તો અર્જુને જણાવેલી વ્યથા દુઃખ ક્ષોભ એ બધું નાટક ગણાત.

આપણને આશ્ચર્ય અને દુઃખ થાય છે કે આ માન્યતા ધરાવનારાઓમાં લોક માન્ય તિલક પણ જણાય છે. એમના શ્રી ભગવદ્ ગીતા રહસ્યના વિષય પ્રવેશ નામના પ્રકરણમાં તેઓ લખે છે કે "યુદ્ધની ઉતાવળમાં શ્રી કૃષ્ણે અર્જુનને દશ વિશ શ્લોક કે ગીતાનો સાર કહ્યો હોય એ શકય છે સંજયે તે ધૃતરાષ્ટ્રને વિસ્તારથી કહી હોય એ પણ સંભવિત છે એ રીતે વ્યાસે શુકને કહી અને વૈશંપાયને જનમેજયને કહી અને સૂતે શૌનકને કહી અથવા મહાભારતના રચનારે જ આવડું વિસ્તૃત સ્વરૂપ આપ્યું હોય."

લોકમાન્ય પ્રત્યે રાજદ્વારી પુરુષ તરીકે અપાર માન છતાં મારે દુઃખ સાથે કહેવું પડે છે કે ગીતા વિષેનું લોકમાન્યનું આ વિધાન, શાસ્ત્રનું અપૂર્ણ જ્ઞાન, પશ્ચિમની કેળવણી, પશ્ચિમના વિદ્વાનોના ગીતા સબંધે મંતવ્યો વગેરેથી તેમના મનપર પડેલી છાપ અને આ પ્રશ્ન સંબંધે સંશોધક દૃષ્ટિથી ઉંડા ઉતરવાનો અવકાશાભાવ વગેરે કારણ સંભવી શકે છે.

આગળ જણાવ્યા પ્રમાણે ધૃતરાષ્ટ્ર પાંડુ વગેરેના જન્મ પહેલાં જ શુકદેવ સ્વર્ગે ગયા હતા તો વ્યાસે શુકદેવને ક્યારે ગીતા સંભળાવી અને શુકે તેમાં ક્યારે ઉમેરો કર્યો ? રણભૂમિમાં જે બનતું બોલતું તે વ્યાસની કૃપાથી મળેલા દિવ્ય ચક્ષુ અને દિવ્ય જ્ઞાનદાન સંજય બધું જાણી શકતા, અને જે બનતું તે જ તેઓ ધૃતરાષ્ટ્રને કહેતા હતા. જે બનાવ બન્યો હોય, જે શબ્દો બોલાયા હોય તેથી વધુ ઓછો એક શબ્દ પણ કહેવાનો તેને અધિકાર નહોતો. સંજય પ્રધાનપદે રહેલા ધુરંધર વિદ્વાન હતા રણભૂમિમાં જે બન્યુ હોય તે વાતને વધારીને કહેવાની તેને જરૂર પણ નહોતી, આ રીતે તો તેનાપર તથા વૈશંપાયન, સૂત, શૌનકાદિ ઉપર ખોટા બોલાનો આક્ષેપ મુકવા જેવુ થાય છે, કારણ જે ન બન્યું હોય કે ન બોલાયું હોય તે કહેવું કે ઉમેરવુ એનો અર્થ બીજો નથી. તેમ ધૃતરાષ્ટ્ર પણ રણભૂમિમાં જે બન્યું હોય તેજ સાચા રૂપમાં જાણવા માગતા હતા. વળી શ્રી કૃષ્ણ અર્જુન વચ્ચેના દશ વીશ શ્લોકની ગીતાને મહાભારતના રચનારા વ્યાસે આવડુ મોટું રૂપ આપ્યું હોય તો મહર્ષિ વ્યાસ પણ ખોટા બોલનારા ખોટું લખનારા ગણાય લોકમાન્ય જેવા આદર્શ પુરૂષ આવું લખે તો પછી બીજા અર્ધ દગ્ધો કે પશ્ચિમની પછવાડે ઢસડાતા તરંગી લોકો બકે તેમાં શું આશ્ચર્ય છે

## શ્રીકૃષ્ણ-અર્જુનનો સંવાદ સંસ્કૃત ભાષામાં થયો હતો

રામાયણના કાળથી માંડી આપણે વાંચીએ છીએ કે ત્યારે પ્રાકૃત એટલે પ્રત્યેક દેશની સ્થાનિક ભાષા અને સંસ્કૃત એમ ભાષાઓ આખા જગતમાં બોલાતી હતી હનુમાન સીતાજીને રામનો સંદેશો આપતી વખતે વિચાર કરે છે કે:—

वाचं चोदाहरिष्यामि मानुषीमिव संस्कृतां ॥
यदि वाच प्रदास्यामि द्विजातिरिव संस्कृतां ॥
रावणं मन्यमाना मां सीता भीता भविष्यति ॥

**"જો હું બ્રાહ્મણના જેવી સંસ્કૃત ભાષામાં બોલીશ તો અને રાવણ સમજીને સીતા ભય પામશે માટે મનુષ્યના જેવી લૌકિક સંસ્કૃત ભાષામાં જ બોલવું એ ઉચિત છે"**

આ ઉપરથી જણાય છે કે મહાભારત કાળ પહેલાં હજારો વર્ષથી હિંદમાં લૌકિક સંસ્કૃત અને દ્વિજાતિ સંસ્કૃત એમ બે રીતની સંસ્કૃત ભાષા પ્રચલિત હતી. એટલે સ્થાનિક પ્રાકૃત ભાષા સાથે મુખ્ય રાજભાષા સંસ્કૃત ચાલતી તેમાં લોકવર્ગની સંસ્કૃત સામાન્ય અને ઉચ્ચ વર્ગની સંસ્કૃત સારી ગણાતી મહાભારત કાળ પછી બે હજાર વર્ષના સમયનું નિરીક્ષણ કરશુ તો જણાશે કે લૌકિક સંસ્કૃતે માગધી અને બ્રાહ્મી ભાષા જેવું સ્વરૂપ લીધું. પછીથી તે જુદા જુદા દેશમાં બોલાતી હાલની ભાષાઓમાં રૂપાંતર પામી

એ પ્રાચીન સમયમાં ભણેલા ગણેલા અને ઉચ્ચ વર્ગના લોકો ઘણે ભાગે સંસ્કૃતમાં અને સામાન્ય લોકો, માગધી પાલી કે દેશ પરત્વેની પ્રાકૃત ભાષામાં વાત ચીત કરતા સંસ્કૃત નાટકોમાં જુદાં જુદાં ઉચા નીચાં પાત્રો વચ્ચે બોલાતી ભાષાઓથી આપણે તે સમજી શકીએ છીએ.

આ ઉપરથી એ કહેવાનું પ્રાપ્ત થાય છે કે શ્રીકૃષ્ણ અર્જુન ચાર વેદ છ શાસ્ત્રના ભણેલાં પ્રકાંડ વિદ્વાન હતા એટલે યુદ્ધ પ્રસંગે બન્ને વચ્ચે સંસ્કૃતમાં જ સંવાદ થયો હતો. અને શ્રીકૃષ્ણે દરેક પ્રશ્નના ઉત્તર ઉપનિષદાદિનાં પ્રમાણો સાથે આપી અર્જુનના મનનું સમાધાન કર્યું હતું. એટલે શ્રી કૃષ્ણ અર્જુન વચ્ચેના ગદ્ય પદ્યાત્મક સંસ્કૃત સંવાદને મહર્ષિ વ્યાસે પોતાની યોગશક્તિના પ્રભાવથી શ્લોક બદ્ધ કર્યો. શ્રી કૃષ્ણનો આ અદ્ભુત પાંડિત્ય પૂર્ણ ઉપદેશ જગતને ઉપકારક લાગવાથી શ્લોકબદ્ધ કરી તેના ૧૮ અધ્યાય પાડી તેનું સ્વતંત્ર ગીતા એવું નામ આપી તેના શ્લોકની સંખ્યા પણ નોંધી. તેથી આ ગીતા શાસ્ત્રની અપૂર્વ મહત્તા સ્થપાણી. આજે તત્ત્વજ્ઞાનના સેંકડો ગ્રન્થો છતાં, અને જુદાં જુદાં શાસ્ત્રો ઉપનિષદો વગેરેમાં ગીતાથી પણ ઉત્તમ તત્ત્વજ્ઞાન ભરેલાં છતાં ગીતાને જગતમાં અપૂર્વ સ્થાન મળ્યું એ વ્યાસ મુનિનો જ પ્રતાપ છે.

શ્રીકૃષ્ણ અર્જુન વચ્ચેનો સંવાદ, બે વિદ્વાનો પરસ્પર ચર્ચા કરે તે રીતનો થયો હતો એ વાત આપણે લક્ષમાં રાખવા જરૂર છે, એ સંવાદ એકાદ કલાક ચાલ્યો હોય તો એટલા વખતના સંવાદને શ્લોક બદ્ધ કરતાં તેના ૭૦૦ થી ૮૦૦ શ્લોક રચી શકાય એમાં સંશય નથી. આજે પણ બે વિદ્વાનોના એકાદ કલાકના સંવાદને ફીલ્મમાં પકડી લેવામાં આવે અને તેમાં કાંઈ પણ ન્યૂનાધિકતા કર્યા વિના તેના શ્લોક રચવામાં આવે તો ૭૦૦ થી ૮૦૦ શ્લોક અવશ્ય થાય.

જે શ્લોક રૂપે આપણે ગીતા વાંચીયે છીએ તે રીતે શ્લોક બદ્ધ સંવાદ બંને વચ્ચે થયો ન હોતો એ નક્કી છતાં આપણે ઘડીભર દૃષ્ટાંત રૂપે સ્વીકારી લઈયે તો પણ ૭૦૦ કે ૭૪૫ શ્લોકમાં થયેલી વાતચીતને એકાદ કલાકથી વધુ સમય લાગે નહી. ૭૪૫ શ્લોક લખવાના અને બોલવાના સમયની સરખામણી કરી શકાય નહી. એક વસ્તુ વાંચતા બોલવામાં જેટલો સમય લાગે તેથી ૧૫ થી ૨૦ ગણો સમય લખવામાં જાય. બંને વચ્ચે ગીતા શ્લોક રૂપે બોલાણી હોય તો પણ એકાદ કલાકથી વધુ વખત લાગે નહિ. ગીતાને કંઠસ્થ કરનારા ૪૦-૫૦ મિનીટમાં ગીતાનો સંપૂર્ણ પાઠ કરી લ્યે છે. ખરી વાત એ છે કે શ્રીકૃષ્ણ અર્જુન વચ્ચે જે સંસ્કૃત ભાષામાં સંવાદ થયેલો તેને એકાદ કલાકથી વધુ સમય લાગ્યો નહોતો અને તે સંવાદને વ્યાસે શ્લોક બદ્ધ કર્યો તેના પાઠમાં પણ એકાદ કલાકથી વધુ સમય લાગતો નથી.

આ ઠેકાણે એ પણ આપણે સમજી શકીયે છીયે કે ગીતા રૂપે શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો છતાં તેને ખાત્રી ન હોતી કે અર્જુન પાછા લડવા તૈયાર થાશે અર્જુનને લડાઇમાં ઉતારવાનું કામ તેને અશક્ય લાગ્યું હતું તેથી તત્ત્વજ્ઞાનના ઉપદેશ સાથે ૧૧મા અધ્યાયમાં વર્ણવ્યા પ્રમાણે પોતાની યોગશક્તિ દ્વારા વિરાટ સ્વરૂપનું દર્શન કરાવીને લડવા ઉભેલા બેઉ પક્ષના યોદ્ધાઓ મરેલાં જ છે એવું ભાન કરાવવું પડયું હતું. અર્થાત્ અર્જુનનો યુદ્ધ ત્યાગ આજના સુધરેલાની ગણત્રી પ્રમાણે દસ પંદર મીનીટમાં મટી જાવો જોઇએ એમ શ્રીકૃષ્ણ માનતા ન હતા તેને તો અર્જુનનો મોહ પોતાને પણ ભયંકર આઘાત કરનારો લાગ્યો હતો. અર્જુનના શસ્ત્રત્યાગથી યુદ્ધ અટકી પડશે એમ લાગ્યું હતું. તેમ એ યુદ્ધ શરૂ થયા પછી ૧૮ દિવસ ચાલશે કે વધુ ઓછા દિવસ એની પણ કોઇને ખબર નહોતી. અર્જુન શસ્ત્ર

ફેંકી દઈ લડવા તૈયાર થયેલા યોધાઓનો વખત બરબાદ કરી રહ્યા હતા એમ માનવાનું કારણ નહોતું કે જેથી અર્જુનને મનાવી લઇ ૫-૧૫ મીનીટનાં ઉપદેશનું કામ પતાવી ગાંડીવ ધનુષ્ય હાથમાં લઇ લડાઈ માટે ઉતાવળ કરતા અર્જુનને કલ્પી શકાય. કદાચ અર્જુન તુરત ન સમજ્યા .હોત તો તેને સમજાવવામાં વધુ દિવસો નીકળી ગયા હોત છેવટે તેને બાજુએ રાખીને યુદ્ધ લડવું પડ્યું હોત અને પાડવોને રાજ્યના ધણી બનાવ્યા હોત આ બધો વિચાર કરતાં અર્જુનના મોહથી યુદ્ધને કેટલું મોડું થયું એ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી.

રણભૂમિ ઉપર ગીતાનો ઉપદેશ કહેવા સાંભળવાનો બન્નેને વખત ન હોતો એમ કહેનારાનાં વિધાન બીજી દ્રષ્ટિથી વિચાર કરતાં પણ હાસ્યાસ્પદ લાગે છે.

પ્રથમ તો જાણે એમ કહેનારા એવું માનતા લાગે છે કે અર્જુન ઓછું ભણેલા હતા એટલે શ્રીકૃષ્ણે હાલની ગીતાનો ઉપદેશ કર્યો હોય તો ઘણા દિવસો સુધી ખોટી થવું પડે. એમ કહેનારાની નજર હાલમાં ગીતાપર મહિનાઓ સુધી પ્રવચનો કરનારા વિદ્વાનો સાધુઓ સન્યાસીઓ પ્રત્યે દોડે છે જેઓ ગીતાપરનાં અનેક ભાષ્યો વાર્તિકો વગેરે દ્વારા ભણનારા સાંભળનારાને ઉપદેશ આપે છે. આવી દ્રષ્ટિ રાખનારાઓનાં વિધાન કે માન્યતા હાસ્યાસ્પદ વિચારહીન, વસ્તુસ્થિતિના જ્ઞાન વિનાનાં જ ગણી શકાય.

આ બધી ચર્ચાથી આપણને ખાત્રી થાય છે કે શ્રીકૃષ્ણ અર્જુનના સંવાદના સમયની દ્રષ્ટિથી ગીતાનું પ્રમાણ બાંધવામાં લોકમાન્ય તિલક પણ ભુલ ખાઇ ગયા છે. ખરી રીતે એ સંવાદ એક બે કલાક ચાલ્યો હોય અને તેટલો વખત યુદ્ધનો પ્રારંભ થવામાં વિલંબ થયો હોય તો તેમાં અશક્ય કે અસભવિત જેવું કાંઇ નહોતું મહા ભયંકર યુદ્ધના ૧૮ દિવસોમાં થયેના લાખો યોદ્ધાઓના સંહાર પછી ૫-૧૦ વ્યક્તિઓ જ બચ્યા હતા. એવા પ્રલયકારી વિનાશની કલ્પના અર્જુન જેવા વીર પુરૂષને લડાઇના મોમ વખતે આવતાં દયા લાગણી સ્નેહ વગેરે ભાવોને આધીન થઇ અર્જુન યુદ્ધ પડતું મુકવાના નિર્ણય પર આવ્યા પછી તેને ઠેકાણે લાવવામાં અમુક વખત લાગવો જોઇએ કે અર્જુને અમુક વખત ઉપદેશ સાંભળી યુદ્ધમાં દોડ્યું જવું જોઇએ એમ કહેનારાને કઇ કોટીમાં મુકવા ? લોકમાન્યે ભલે ગીતા ઉપર પોતાની સ્વતંત્ર મરાઠી ટીકા લખી પણ તેમાં તેમણે કરેલા આવાં અનેક વિધાનો ભુલ ભરેલાં છે. તેનું કારણ રાજકારણમાં તેઓની પ્રવૃત્તિનો પ્રત્યેક ક્ષણ રોકાઇ જવાથી ગીતા સંબંધેનું વધુ અનુસંધાન કે સંશોધન કરવાનો વખત તેઓ મેળવી શક્યા ન હતા એ કલ્પી શકાય છે. એ સ્થિતિમાં તેમણે આવા ગહન શાસ્ત્રમાં માથું મારવું જોઈતું નહોતું અથવા તો વિદ્વાનો દ્વારા તે વિષયનું પુરૂં જ્ઞાન મેળવ્યા પછી આમાં પડવા જરૂર હતી. તેમ કર્યા વિના પોતાના મનમાં આવ્યા તે વિધાન કરવાથી ગીતા જેવા શાસ્ત્રને તથા વ્યાસ જેવા દેવતાઇ પુરૂષને એમને હાથે અન્યાય થવા જેવું બન્યું છે.

## શ્રી કૃષ્ણે શ્લોકબદ્ધ ઉપદેશ ન કર્યો હોય તેથી ગીતાની મહત્તા ઘટતી નથી

આપણે બ્રહ્મા, વિષ્ણુ મહેશ, ઇંદ્રાદિ દેવો ઋષિઓ, શ્રી રામચંદ્ર, શ્રીકૃષ્ણ વગેરેના મુખમાંથી બોધપ્રદ પ્રમાણભૂત ઉપદેશ વાલ્મીકિ રામાયણ, મહાભારત, પુરાણો, ઉપનિષદો સ્મૃતિઓ વગેરે દ્વારા વાંચીએ છીએ પરંતુ તે તે બોલનારી અને તેને છંદ બદ્ધ કરનારી વ્યક્તિઓ

જુદી જુદી હોય છે. પાત્રો અને તેના મુખમાં કાવ્યરૂપે વસ્તુ મુકનાર એક જ વ્યક્તિ હોતી નથી. અને તેમ હોવાથી તે ઇતિહાસની કે તે પાત્રોની કે તેઓના ઉપદેશની મહત્તા મૌલિકતા કે પ્રમાણભૂતતા ઓછી થાતી નથી.

અર્જુનને આપેલા શ્રી કૃષ્ણના ઉપદેશને શ્રી વ્યાસે છંદોબદ્ધ સ્વરૂપ આપ્યું તેથી તેની મહત્તા જરાય ઓછી થતી નથી. ઊલટુ તેથી તો ગીતાની કીર્તિ અને મહત્તા વધે છે. શ્રી કૃષ્ણ ઇશ્વરના અવતાર ખરા પણ ક્ષત્રિય હતા. આથી તે ચાર વર્ણના ઉપદેશક કે ગુરુ ન બની શકે. તે અર્જુનને ઉપદેશ તો આપે છે પણ સાથે સાથે ખાસ જણાવે છે કે એ તેનો અધિકાર નથી. આપદ ધર્મને અનુસરી તેમ કરવું પડયું છે. શ્રીકૃષ્ણ કહે છે કે તેનો ઉપદેશ બ્રહ્મસૂત્ર, ઉપનિષદ, વગેરે ઉપર નિર્ભર છે. તે દ્વારા પોતે વિદ્વાન ઉપદેશકની પેઠે ઘણું જ અગત્યનું અને ઉપયોગી જ્ઞાન આપે છે કે જેથી તે પ્રમાણભૂત તરીકે અર્જુનને ગળે ઉતરે. રામાયણ, મહાભારત, ભાગવત અને પુરાણોમાં આપણે ઘણે ઠેકાણે વાંચીએ છીએ કે શ્રી રામે શ્રીકૃષ્ણે અને બીજા ક્ષત્રિઓએ વખતો વખત કહેલ છે કે બ્રાહ્મણોએ દર્શાવેલ કે ઉપદેશેલ માર્ગે ચાલવું એ પોતાના સ્વજનો અને બાળકોને માટે કલ્યાણકારી અને ચાર વર્ણની પ્રજાને માટે વિધેય છે. વ્યાસે ગીતાને ૭૪૫ શ્લોકમાં પદ્યબદ્ધ ન કરી હોત તો ચારેય વર્ણોના ધાર્મિક અને ઐહિક ધર્મોનો નિશ્ચય કરવાનો તેનો હેતુ સફળ ન થયો હોત. શ્રી કૃષ્ણ કહે છે કે હું તો તુને આપદ ધર્મ તરીકે આ કટોકટીને વખતે કહેવા યોગ્ય કહું છું પણ સાચું જ્ઞાન તો તુને બ્રાહ્મણો જ આપશે. उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः । તને ઉપદેશ આપવાનો જેનો અધિકાર છે તે તત્ત્વજ્ઞાનમાં નિપુણ વિદ્વાન મહર્ષિઓ તુને સાચો માર્ગ બતાવશે. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । "તે તું તેમને વંદન કરીને, વિનયથી પ્રશ્નો પૂછીને અને તેઓની સેવા કરીને મેળવ" જ્યારે વ્યાસે એ સંવાદને પદ્યાત્મક બનાવ્યો ત્યારે આ બધા દોષ દૂર થાય છે અને ગીતા ચારે વર્ણને સ્વીકાર્ય બને છે. "આખું શ્લોકબદ્ધ મહાભારત શ્રી વ્યાસની રચના છે પણ તેની અંગભૂત ભગવદ્‌ગીતા શ્રીકૃષ્ણના મુખમાંથી શ્લોકબદ્ધ રીતે નીકળેલી છે. આ માન્યતામાં સાંપ્રદાયિક દુરાગ્રહ શિવાય બીજું કશું નથી. ટૂંકમાં વ્યાસની પદ્યરચનાથી શ્રી કૃષ્ણના ઉપદેશનું મહત્વ વધ્યું છે અને ધર્મ સંસ્થાપના માટેનો શ્રી કૃષ્ણનો ઇશ્વરી અવતાર ઘણો સફળ થયો છે.

## ગીતાનો અભ્યાસ અને સંશોધન કાર્ય

### રસશાળાના સરસ્વતી ગ્રંથ ભંડારની હસ્તપ્રતો

ગોંડલમાં ગુરુવર્ય સ્વ. કેવલરામ શાસ્ત્રી પાસેના સંસ્કૃતના અભ્યાસના સમયમાં અમો વિદ્યાર્થીઓને તેઓ ગીતા ભણાવતા સંભળાવતા ત્યારથી ગીતા પ્રત્યે આકર્ષણ હતું. ત્યારપછીના વર્ષોમાં મહાભારત વંચેલ પણ ત્યારે ગીતાની શ્લોક સંખ્યા પ્રત્યે લક્ષ ગયું નહોતું પરંતુ ૨૦-૨૨ વર્ષ પહેલાં મનન પૂર્વક વાંચેલા મહાભારતમાં ગીતાની સમાપ્તિ પછીના અધ્યાયના પ્રારંભમાં ગીતાના શ્લોકનું પ્રમાણ વાંચ્યું ત્યારે ૭૪૫ શ્લોક પૈકી શ્રી કૃષ્ણના ઘટતા ૪૫ શ્લોક ક્યાં હોતા જોઇને એની શોધખોળ કરવાની વૃત્તિ જાગી પછી તો ઘણી છાપેલી અને હસ્તલિખિત મહાભારતની પ્રતો તપાસી દરેકમાં ગીતાના

શ્લોકનું પ્રમાણ ૭૪૫ હતું. એટલે આ શ્લોકવાળી ગીતા મેળવવા માટેના પ્રયત્નો શરૂ કર્યા. ઇ. સ. ૧૯૧૦માં રસશાળા ઔષધાશ્રમની સ્થાપના થયા પછી તેની પ્રગતિ સાથે હસ્તલિખિત ગ્રન્થોનો સંગ્રહ કરવા માંડ્યો તેમાં પણ ગીતાની હસ્તપ્રતો મળતી ગઇ તેનો અભ્યાસ અધિક શ્લોકની દ્રષ્ટિયે કરતો હતો. આ સંગ્રહ ચાલુ છે અને એ સાથે ગીતાની હસ્ત પ્રતો પણ હજી મળ્યા કરે છે.

આજે ૪૦ વર્ષના પરિશ્રમ પછી શ્રી ભુવનેશ્વરી ગ્રંથભંડારને મોટે ભાગે સંસ્કૃતનાં વિવિધ સાહિત્યનાં હજારો હસ્તલિખિત પુસ્તકોની માલિકી ધરાવવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે. વેદો, બ્રાહ્મણ ગ્રન્થો, મીમાંસા, ઉપનિષદો, સ્મૃતિઓ ધર્મશાસ્ત્રો, પુરાણો, મહાભારત, વાલ્મિકી રામાયણ, શાંકર સ્માર્ત, શુદ્ધાદ્વૈત, રામાનુજ આદિ સાંપ્રદાયિક ગ્રન્થો, વેદાંત, ઇતિહાસ, કર્મકાંડ, સ્તોત્ર, મંત્રતંત્ર, જ્યોતિષ, આયુર્વેદ, કામશાસ્ત્ર, ધાતુવાદ, રત્નશાસ્ત્ર, વૃક્ષાયુર્વેદ, પશ્વાયુર્વેદ, અર્થશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, વ્યાકરણ, ન્યાય, કાવ્યશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, પ્રાચીન ગુજરાતી, પ્રાચીન હિન્દી, પ્રાચીન મરાઠી, બંગાળી, તેલુગુ, તામીલ, મલયાલમ, ટીબેટીયન વગેરે ભાષાના વિવિધ વિષયોના ૧૭૦૦૦ સત્તર હજાર હસ્તલિખિત પુસ્તકો આ ભંડારમાં છે. દરેક હસ્તપ્રત ઉપર ટુંકી નોંધ દર્શાવતું આખા યે સંગ્રહનું એક સૂચીપત્ર (કેટલોગ) તૈયાર થઈ ગયું છે. તેનું પ્રકાશન જેમ બને તેમ જલદી થશે.

## ૨૧ વધારાના શ્લોક અને ૨૫૦ જેટલા પાઠાંતરવાળી સંવત ૧૨૩૬ની ગીતા

શ્રી ભુવનેશ્વરી ગ્રંથ ભંડારમાં આજે ગીતાની ૧૫૫ હસ્તપ્રતો છે. જેમાં કોઈ કોઈમાં પાઠભેદ છે છતાં મોટે ભાગે સમાન પાઠવાળી જ કહેવાય. ઘણાં વર્ષો પહેલાં સુરતમાંથી મળેલ હસ્તલિખિત પુસ્તકોનાં ૪૮ પોટલામાંથી નીકળેલી ગીતા સંવત ૧૨૩૬ની પ્રત ઉપરથી સંવત ૧૫૯૪માં લખેલી પ્રતિલિપિ છે, તેમાં ૨૦ વધારાના શ્લોક અને પ્રચલિત ગીતામાં જોવામાં નથી આવતા એવા ૨૫૦ પાઠભેદો છે. તે ઘણે ભાગે કાશ્મીરી પ્રતને મળતી આવે છે. આ પ્રત પાર્શ્વમાત્રાની છે. તેમાં સમાપ્તિના છેલા પાનામાં નીચે પ્રમાણે સમયનો ઉલ્લેખ છે.

**इति श्रीमद्भगवद्गीतायां मोक्षसंन्यासयोगोनामाष्टादशोध्याय. ।१८। तत्समाप्तौगीतासमाप्तिमवेत् । श्री हरि. छ। शुभंभूयात् ॥ नन्दन्तु यावच्चंद्रदिवाकरौ ॥ छ । श्रीः । छ । श्रीः । सां १२३६ वर्षे मिति ज्येष्ठ शुक्लपंचम्यां गुरौदिने पूर्णे । इति श्रीमद्भगवद्गीतासमाप्ता ॥ गगाशंकर पठनार्थे ॥ गणपतव्यासेन स्तंभतीर्थे लिखित । छः । प्रतिलीपी सं १५९४ वर्षे चैत्र.. ...पूज्या विमलगणी शिष्यामुनीसिंहविमला आदेशात्कृतौ ।**

આ હસ્ત પ્રતમાં ૧૨ આખાં પાનાં એટલે ૨૪ પૃષ્ઠ, તેમાં લખેલાં ૨૩ પૃષ્ઠ છે. તેનું માપ ૧૦$\frac{3}{4}$"×૪$\frac{1}{2}$" છે. દરેક પૃષ્ઠમાં ૧૯ થી ૨૦ લીટીઓ છે. બેઉ કોર મળી ૪૦ લીટી થાય. આ પછી માસ્ત્રામાં છપાયેલ છે, આ ગીતાની પ્રથમાવૃત્તિ ૧૯૩૬ના ઓગસ્ટ (સંવત ૧૯૯૨ના અષાડ)માં મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા અને ૨૫૦ પાઠ ભેદનું પ્રતિપાદન કરતી સિદ્ધિદાત્રી નામની સંસ્કૃત ટીપ્પણીના ગુજરાતી ભાષાંતર સાથે બહાર

પાડેલી. ત્યારપછી સને ૧૯૩૭ના જુન ( સંવત ૧૯૯૩ના જેઠ ) માં મૂળ શ્લોક સાથે સિદ્ધિદાત્રી ટિપ્પણીનું ઇંગ્રેજી ભાષાંતર અને ૩ અધ્યાય ઉપર ચંદ્રઘંટા નામની મારી સ્વતંત્ર સંસ્કૃત ટીકા તેના ઇંગ્રેજી ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરી હતી. આ ગીતાએ જગતના વિદ્વાનો અને સંશોધકોનું કાશ્મીરી પ્રત કરતાં વધારે લક્ષ્ય આકર્ષ્યું. આનાથી વિદ્વાનોમાં ઘણા અભિપ્રાયો અને રસ ઉત્પન્ન થયા છે. આથી ગીતાના તત્ત્વજ્ઞાનમાં હિંદ ઉપરાંત ભારત તથા યુરોપ અમેરિકા અને જગતના બીજા કેટલાયે દેશોના વિદ્વાનોએ તથા વર્તમાન પત્રોએ ઉંડો રસ વ્યક્ત કર્યો છે. આ હસ્ત પ્રતના ૨ પૃષ્ઠના શ્લોક આમાં છાપ્યા છે.

## ૭૪૫ શ્લોકવાળી ભોજપત્રી ગીતા

ચંદ્રઘંટા સંસ્કૃત ટીકા સાથે ઉપર બતાવેલી ગીતા પ્રસિદ્ધ કરવાની તૈયારીમાં હતો ત્યાં સને ૧૯૩૯માં કાશીથી મળેલ હસ્તપ્રતોની પોથીઓમાંથી પાર્શ્વમાત્રાની ભોજપત્ર ઉપર લખાયેલી ગીતા અચાનક પ્રાપ્ત થઇ. આ પ્રત વાંચવી ઉકેલવી તેના પરથી નવી લખવી એ મોટા કષ્ટનું કામ હતું તે થોડા મહીનામાં પુરૂં કર્યું. આ ગીતાનો જેમ જેમ અભ્યાસ કરતો ગયો તેમ મને જે હર્ષ થયો છે તેનું વર્ણન થઇ શકે એમ નથી. ૩૦ વર્ષના ગીતા ઉપરના તપના ફળ રૂપે આ ગીતા મળી હોય તેવું આશ્ચર્ય આનંદ અને સુખ ઉપજ્યું. આ ગીતામાં ૨૦ પાનાં એટલે ૪૦ પેજ છે. પેજની લંબાઇ ૧૧ ઇંચ પોળાઇ ૩॥ ઇંચ છે. દરેક પેજમાં ૧૪ થી ૧૬ પંક્તિઓ છે લખાણ પાર્શ્વ માત્રા-પડી માત્રામાં છે આના પ્રારંભમાં નીચે પ્રમાણે છે.

॥ ॐ नमः ॥ श्री गणेशाय नमः ॥ श्री शारदायै नमः ॥ श्री ब्रह्मा विष्णु महेश्वरेभ्यो नमः ॥ अथ श्री भगवद् गीता प्रारंभः ॥ ॐ नमः ॥ अथ प्रथमाध्यायः ॥ धृतराष्ट्र उवाच ॥ धर्मक्षेत्रे कुरुक्षेत्रे सर्वक्षत्रसमागमे ॥

સમાપ્તિમાં

तत्र श्री विजयोभूतिर्ध्रुवाणीनिमतिर्मम ॥ ८२ ॥ इति श्री भगवद् गीता समाप्ता ॥ विक्रम संवत १६६५ माघ शुद १ प्रतिपत्ति लि. मंदवासरे ॥ श्रीरस्तु ॥

આ પ્રમાણે છે. આ ગીતાની હસ્તપ્રતનાં ૨ પાનાના શ્લોક આ સાથે છાપ્યા છે.

રસશાળાના વ્યવસાયમાંથી બચતા વખતમાં આ જાતના સંશોધનનું કામ એક વર્ષે પુરૂં કર્યું. આમાં જે મગજમારી પરિશ્રમ કરવો પડ્યો છે તે આવા કામના અનુભવીઓજ જાણી શકે. સંશોધનને અંતે ૧૯૪૧ના ઓક્ટોબરમાં આ ભોજપત્રી ગીતા રોયલ ૧૬ પેજી સાઇઝમાં પ્રસિદ્ધ કરી. જેમાં ગીતા વિષયક કેટલાક મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા કરનારી ૫૯ પાનાની સંસ્કૃત અને તેના ભાષાંતરરૂપે ૮૭ પાનાની ઇંગ્રેજી પ્રસ્તાવના આપી હતી. આ ૭૪૫ શ્લોકવાળી ભોજપત્રી ગીતાનો પાઠ જનતા સમક્ષ મુકતાં મારા આનંદનો પાર રહ્યો ન હતો. મારી આકાંક્ષા હતી કે એ ગીતાની આવૃત્તિ સાથે હું અઢારે અધ્યાયની ચંદ્રઘંટા સંસ્કૃત ટીકા આપું પણ તે પૂરી લખવા માટે મને આજ સુધીમાં વખત મળ્યો નહિ. મિત્રો તથા ગીતા રસિક વિદ્વાનોનો આગ્રહ થયો કે ટીકા સાથે છપાવતાં ઘણો સમય નીકળી જાય માટે ભોજપત્રી ગીતા મૂળ માત્ર જલદી પ્રસિદ્ધ કરવી એટલે તેમ કરેલું.

ત્યારપછી ગુજરાતી પ્રજાની માગણીથી આ ૭૪૫ શ્લોકની ભોજપત્રી ગીતાની સમશ્લોકી ગીતા ગુર્જરી સને ૧૯૪૮ના એપ્રીલમાં બહાર પાડેલી. એ રીતે પ્રાચીન ગીતાની ૪ આવૃત્તિ બહાર પડયા પછી આ પાંચમી આવૃત્તિ ગીતા રસિકોના હાથમાં મુકું છું. ગીતા ગુર્જરી સંસ્કૃતના વિદ્વાનોને પણ ઘણી પ્રિય થઈ પડી. તેથી મૂળશ્લોક સાથે સમશ્લોકી છાપવાની માગણી આવવા લાગી તેનાં કારણો વ્યાજબી હતાં. જેઓ મૂળ સંસ્કૃત શ્લોક કે ગુર્જર સમશ્લોકી બેમાંથી જેનો પાઠ કરવા ધારે તે કરી શકે, શ્લોક સાથે સમશ્લોકીની કવિતાની, તેની રસિકતાની અને અર્થ સંદર્ભની તુલના કરી શકે તે માટે સંસ્કૃત શ્લોકની સામે જ ગુજરાતી સમશ્લોકી છાપી છે. આ આવૃત્તિ ગીતા રસિકોને આનંદ આપશે એમ માનું છું.

સત્તર વર્ષ પહેલાં ૪ અધ્યાયની ચંદ્રઘંટા સંસ્કૃત ટીકા છપાયા પછી બહારે અધ્યાયની ટીકા પ્રસિદ્ધ કરવાની હિંદ અને વિદેશના વિદ્વાનોની માગણીયોને હું સંતોષી શકયો નથી તેથી મને શરમ અને દુઃખ થાય છે. તેનું મુખ્ય કારણ સ્નેહી મિત્રો જાણે છે તેમ રસશાળાના કામકાજમાં, શાસ્ત્રીય સંશોધનોમાં તથા સ્વીકારેલા વ્યવસાયોમાં ગુંચવાયેલી મારી વ્યવસાયાત્મિકા બુદ્ધિ છે. આ કામ માટે અવ્યવસાયાત્મિકા-એકાગ્ર બુદ્ધિ ધારણ કરી ગીતા માટે બે મહિનાનો સમય હું ૧૭ વર્ષમાં મેળવી શકયો નથી. આ વાતથી અજાણ્યાને આશ્ચર્ય લાગે પણ મારી પ્રવૃત્તિ જાણનારાઓને આ વાત સમજાય એમ છે. તેથી વર્ષો સુધી વાટ જોઈ નિરાશ થયેલા દેશ પરદેશના વિદ્વાનોની ક્ષમા માગું છું અને હવે તે કામ જેમ બને તેમ જલદી પૂરું કરવા ખાત્રી આપું છું. જુદાં જુદાં શાસ્ત્રોનાં સંશોધન અને બીજાં કામમાં મારે હમેશાં ૧૨-૧૪ કલાક રોકાવું પડે છે છતાં મારા પુત્રોએ હવે રસશાળાનો ઘણો ખરો બોજો ઉપાડી લીધો હોવાથી હું ગીતાની ટીકા તથા બીજાં જુનાં નવાં અધુરાં સંશોધનો પૂર્ણ કરી લઈશ. હવે પછી આયુર્વેદ અને રસાયન શાસ્ત્રના સંશોધનોમાં જ બાકીનું આયુષ્ય ગાળવા મેં નિર્ણય કર્યો છે.

## ગીતાના શ્લોકોની તુલના

| વ્યાસ સ્વીકૃત શ્લોક સંખ્યા મહાભારત ભીષ્મ પર્વ અધ્યાય ૪૩, શ્લોક ૪-૫ | | પ્રચલિત ગીતાની શ્લોક સંખ્યા | સં. ૧૨૩૬ની અહિં છાપેલી તથા કશ્મીરી અને જર્મનીમાં છાપેલી ગીતાની શ્લોક સંખ્યા | ભોજપત્રી ગીતાની શ્લોક સંખ્યા | પર્સન ગીતાની શ્લોક સંખ્યા |
|---|---|---|---|---|---|
| શ્રી કૃષ્ણોક્ત | ૬૨૦ | ૫૭૫ | ૫૮૬ | ૬૨૧ | ૬૦૫ |
| અર્જુનોક્ત | ૫૭ | ૮૪ | ૯૩ | ૬૫ | ૫૭ |
| સંજયોક્ત | ૬૭ | ૪૦ | ૪૦ | ૬૮ | ૬૭ |
| ધૃતરાષ્ટ્રોક્ત | ૧ | ૧ | ૧ | ૧ | ૧૬ |
| કુલ... | ૭૪૫ | ૭૦૦ | ૭૨૦ | ૭૫૫ | ૭૪૫ |

ભોજપત્રી ગીતામાં જે વધારાના ૧૦ શ્લોકો છે તેમાં ૧ શ્રીકૃષ્ણનો, ૮ અર્જુનના અને ૧ સંજયનો એ પ્રમાણે છે. આ વિષે એમ કહી શકાય કે લહીયાઓએ કેટલાક

ત્રિપદી શ્લોકોની દ્વિપદીમાં ગણતરી કરી અંકો લખ્યા હોય. મહાભારત, પુરાણો વગેરેમાં સંદર્ભને માટે કેટલાયે ત્રિપદી શ્લોક જોવામાં આવે છે. તે રીતે જે ત્રણ પદના શ્લોકમાં લઈયે ૨ પદમાં આંકડા લખી નાંખ્યા હોય તો થોડાક વધારાનાં પદો મળી દશ શ્લોક વધારે ગણત્રીમાં આવે. વળી અર્જુન અને સંજયને નામે બોલાયેલા શ્લોકો સંજયના મુખમાંથી નિકળ્યા છે કારણ શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ ધૃતરાષ્ટ્રને કહી સંભળાવનાર સંજય હતા. ગીતાનું મહત્વ શ્રીકૃષ્ણ ભગવાને કહેલા શ્લોકોમાં છે, ત્યારે આ ભોજપત્રી ગીતામાં શ્રીકૃષ્ણોક્ત ૬૨૧ શ્લોક પુરેપુરા છે. શ્રીકૃષ્ણના અને સંજયના શ્લોકોમાં ૧ એક શ્લોકનો વધારો ત્રિપદીના વિચારે ગણનાપાત્ર નથી. તદુપરાંત પ્રચલિત ગીતામાં અર્જુનોક્ત શ્લોકો ૮૪ છે જ્યારે આ આવૃત્તિમાં ૬૫ છે. એટલે વ્યાસોક્ત સંખ્યા કરતાં આઠ વધારે થયા. આ વધારો લખનારે ૩ પદનાં ૨ પદ કર્યાં હોય તેથી બની શકે છતાં શ્રીકૃષ્ણના મુખના ૪૫ ટુટતા શ્લોક આ ગીતા પુરા કરે છે એટલે ગીતા અંગે જાણવાનાં તત્ત્વ ખંડિત નથી. આથી હું ભારપૂર્વક કહી શકું છું કે વ્યાસોક્ત શ્લોક સંખ્યાને સંપૂર્ણ રીતે મળતી આ ભોજપત્રી ગીતા ઘણી જ પ્રમાણભૂત છે.

આ ગીતા વિષે અદ્ભુત વાત તો એ છે કે ચાલુ વંચાતી પ્રચલિત ગીતાના ૭૦૦ શ્લોકો તથા કાશ્મીરી પ્રતમાંના વધારાના શ્લોકો તથા બધા પાઠભેદો આમાં મળી આવે છે. તે ઉપરાંત તે પ્રતમાં નથી એવા કેટલાક વધારાના શ્લોકો અને પાઠભેદોથી ૭૪૫ શ્લોકની સંખ્યા આ ગીતા પૂર્ણ કરે છે.

આ પ્રસ્તાવનામાં ગીતા સંબંધી ઉપસ્થિત કરાયેલા થોડા પ્રશ્નોની ચર્ચા કરી છે છતાં ઘણા પ્રશ્નો હજી ચર્ચવા બાકી છે, જે ચંદ્રઘંટા ટીકાવાળી ગીતામાં ચર્ચવા ઇચ્છા છે. મેં પ્રસિદ્ધ કરેલી ગીતાના પાઠભેદો માટેની મારી દલીલો વાંચી ઉપસ્થિત થયેલા વિદ્વાનો અને વૃત્તાંતનિવેદકોના વિવાદાત્મક મુદ્દાઓ અને તર્કવિતર્કોનો તથા ગીતા સંબંધે શ્રી તેલંગ જેવા વિદ્વાનોને હાથે અસંબદ્ધ પ્રશ્નો ઉપસ્થિત કરી ગીતા સંબંધે અવળે માર્ગે દોરી જનારી ચર્ચાઓથી ગીતાની મહત્તા ઘટાડવા જેવું થયું છે તે સંબંધે ઘણું લખવા જેવું છે. તે હવે પછીની આવૃત્તિમાં બનશે. આ ભોજપત્રી ગીતાના પાઠ એટલા તો પ્રસંગ સાથે બંધબેસતા છે અને વિશેષ શ્લોકો એટલા તો યથાર્થ અને સંદર્ભસંકલિત છે કે આપણે મંત્રમુગ્ધ બનીએ છીએ. હજારો વર્ષથી માનવજાત અને આપણે ગીતાના આ સંપૂર્ણ પાઠથી વંચિત રહ્યા એનો વિચાર કરતાં આપણને ખેદ થાય છે.

## ગીતાની કેટલીક નોંધપાત્ર છાપેલી આવૃત્તિઓ

આજ સુધીમાં ગીતાની છપાયેલી આવૃત્તિઓ પૈકી કેટલીક ૭૪૫ શ્લોકની દૃષ્ટિયે ગણનાપાત્ર છે. પહેલી સંવત ૧૯૯૦ માં છપાયેલી શ્રી મહામાહેશ્વરાચાર્ય રાજાનક અભિનવ ગુપ્તાચાર્ય કૃત ગીતાર્થ સંગ્રહ નામની ટીકા સહિત કાશ્મીરી પ્રત. બીજી જર્મનીમાં મારા મિત્ર સંસ્કૃતના પ્રખર વિદ્વાન પ્રો. શ્રાડરે રોમન લિપીમાં ૧૯૧૨ છાપેલી. ત્રીજી શ્રી શંકરાચાર્ય, આનંદગિરિ અને શ્રીધરની ટીકા સમેત ૬૭ વર્ષ પહેલાં કલકત્તામાં છપાયેલી છે. ચોથી ભંડારકર ઓરિએન્ટલ રિચર્સ ઇન્સ્ટિટ્યૂટ, પુનામાં શ્રી તાડપત્રીકરે કાશ્મીરી પ્રતને મળતી મૂળપાઠની આવૃત્તિ પ્રો. શ્રાડરની પ્રતને આધારે પ્રસિદ્ધ કરી છે. પાંચમી પંડિત શ્રી. ના.

તાડપત્રીકરે - સને ૧૯૩૯ માં રાજાનક રામકવિ કૃત સર્વતોભદ્રા નામની ટીકા સાથે કાશ્મીર પાઠને અનુસરતી ગીતા આનંદાશ્રમ પ્રેસ પૂનામાં છપાવેલી છે.

આ બધામાં અભિનવ ગુપ્તની ટીકાવાળી શ્રીનગરમાં છપાયેલી કાશ્મીરી ગીતા ઘણી અગત્યની છે. આ આવૃત્તિ જે મહદંશે અમારી હસ્તપ્રતને મળતી આવે છે તે પાઠભેદો અને અધિક શ્લોકોના પ્રશ્ન ઉપર સારો પ્રકાશ પાડે છે. કલકત્તાની આવૃત્તિમાં ભોજપત્રી ગીતા સાથે મળતા કેટલાક પાઠભેદો દર્શાવ્યા છે. શુદ્ધ ધર્મ મંડલની ગીતા પ્રચલિત ગીતાનું છિન્ન ભિન્ન કરેલું સ્વરૂપ જ છે. અહીં તેને લક્ષ્યમાં એટલા માટે લેવામાં આવી છે કે મંડળે વ્યાસસ્વીકૃત ૭૪૫ શ્લોકસંખ્યા સ્વીકારે છે એમ જણાવ્યું છે પણ ખરી રીતે તેમ નથી.

**(૧) કાશ્મીર પાઠવાળી અભિનવગુપ્તની ટીકા:**—આ ગીતાની અગત્ય અને મૌલિકતા અભિનવ ગુપ્તની ટીકામાં ખાસ નથી. ગીતાના સંશોધન કામ કરનારાઓ માટે કે ગીતાની ૭૪૫ શ્લોકની ઐતિહાસિકતા સિદ્ધ કરવા માટે આ ગીતા ઉપયોગી છે, બાકી ટીકા એટલી અપૂર્ણ અને સંક્ષિપ્ત છે કે ટિપ્પણી પણ ઘણીવાર આનાથી વધારે વિસ્તૃત હોય છે. કેટલીક જગ્યાએ તે બીજી ટીકાઓ કરતાં વિચિત્ર રીતે નોખી તરી આવે છે. તેના અર્થો ઘણીવાર શુષ્ક વેદાંતિઓને રુચિકર થાય ખરા પણ તે વસ્તુસ્થિતિને વિકૃત કરે છે. દાખલા તરીકે નીચેના અર્થો સ્વાભાવિકતા અને ઐતિહાસિક સત્યથી વેગળા છે. ધર્મક્ષેત્ર શબ્દનો અર્થ "ઇન્દ્રિયોનું નિવાસસ્થાન શરીર"; ધર્મક્ષેત્ર સમાગમેનો અર્થ "અનુરાગ, વિરક્તિ, ક્રોધ અને ક્ષમા જેવી પરસ્પર વિરુદ્ધ માનસિક અવસ્થાઓનું નિવાસસ્થાન શરીર; ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રો અને અનુયાયીઓ માટે જે વાપર્યો છે તે मामकाः શબ્દનો અર્થ "શુદ્ધ જ્ઞાનમાંથી નીપજતા વિચારો"–किं अकुर्वतनो અર્થ "જેણે વિચારોને અંકુશમાં રાખ્યા છે"ત્રીજા અધ્યાયમાં જ્યાં નિત્ય નૈમિત્તિક યજ્ઞોનો ઉલ્લેખ છે; તેમ જ પ્રજાપતિએ મનુષ્યો માટે કેવી રીતે યજ્ઞધર્મ રચ્યો અને મનુષ્યોએ અને દેવોએ પોતપોતાના જુદા જુદા ધર્મોનું કેમ પરિપાલન કરવું એ સમજાવ્યું છે ત્યાં શ્રી અભિનવગુપ્ત કહે છે કે દેવા એટલે "ઇન્દ્રિયોની ક્રીડાવૃત્તિ" અને भावयत: એટલે "ઇન્દ્રિયોની એ વૃત્તિને તૃપ્ત કરવી" यज्ञ અને कर्म શબ્દોના તે આધ્યાત્મિક અર્થ ઘટાવે છે. આવા અર્થો તદ્દન નવા હોવા ઉપરાંત અવ્યવહારુ છે. જ્યાં સીધે સીધી કર્મકાંડ પ્રમાણે યજ્ઞો કરવાની વાત હોય ત્યાં તેની વ્યાખ્યા આધ્યાત્મિક અર્થમાં પોતે અને ખીજાને નામે કરે છે. આમ એમણે ઐતિહાસિક સત્યના મૂળમાં કુઠારાઘાત કર્યો છે. યજ્ઞાદિ નિત્ય નૈમિત્તિક કર્મ કરવાં જોઈએ એવા ગીતાનાં સ્પષ્ટ શાસ્ત્રવિધાનથી આ અર્થો વિપરીત છે. ઘણાને શંકા થશે કે, ઘણા ગ્રંથોના સમર્થ અને પ્રણેતા, શૈવ સંપ્રદાયના અગ્રણી અને સનાતન ધર્મના મહાન પક્ષપાતી આચાર્ય શ્રી અભિનવ ગુપ્તની આ ટીકા હશે કે અભિનવ ગુપ્ત નામધારી કોઈ અન્ય વિદ્વાનની એ રચના હશે? એમ । જેવા આચાર્ય કોટિના વિદ્વાન આવી સંક્ષિપ્ત અને વિકૃતાર્થવાળી ટીકા ન જ લખે. આ ટીકાથી આપણને બહુ અર્થબોધ કે વિશેષ જ્ઞાન મળતું નથી. પરંતુ ગીતાના શ્લોકનો પાઠ અને ઘણા પાઠભેદોનો સંગ્રહ એ આ કાશ્મીરી ગીતાને મહત્ત્વનું સ્થાન આપે છે અને ૭૪૫ શ્લોકવાળા મૂળ ગીતાના ઉપર પ્રકાશ પાડે છે.

(૨) **શુદ્ધધર્મ મંડળની ગીતા** માઈલાપોર મદ્રાસમાં આ નામની કોઈ સંસ્થા તરફથી એક ગીતા બહાર પડી છે, આ ગીતાને હિંદ કે વિદેશના ગીતાના અભ્યાસી વિદ્વાનોએ મહત્વ આપ્યું નથી, છતાં કેટલાક વિદ્વાનોને એ મંડળની ગીતાનો મોહ હોય છે એમ લાગવાથી આ ગીતાની નોંધ મેં અહીં કરી છે. તેણે ભીષ્મપર્વના ગીતા સમાપ્તિ પછીના ૪૩ મા અધ્યાયમાં વેદવ્યાસે કરેલી ૭૪૫ શ્લોકની ગણત્રીને સ્વીકારી પોતાની ગીતામાં ૭૪૫ શ્લોક ગોઠવી દીધા છે ખરા પણ આ ગોઠવણીમાં આ મંડળે ભારે અનર્થ કર્યો છે. હજારો વર્ષથી વંચાતી ૭૦૦ શ્લોકની ગીતામાંથી ૬૬૩ શ્લોક આ ગીતામાં લીધા છે બાકીના ૩૭ કાઢી નાખ્યા છે અને મહાભારતના બીજા પર્વના ૮૨ શ્લોક ઉમેરી ૭૪૫ શ્લોકની સંખ્યા પુરી કરી છે. આ ગીતામાં ૨૬ અધ્યાય રાખ્યા છે. દરેક અધ્યાયનું નામ તેઓએ પોતાની કલ્પના પ્રમાણે પાડ્યું છે. પહેલા અધ્યાયમાં શ્રીકૃષ્ણના મુખનો એક પણ શ્લોક નથી અને છેલે ૨૬મા અધ્યાયમાં શ્રીકૃષ્ણના ૩૧ શ્લોક છે તે સિવાયના ૨૪ અધ્યાયમાં દરેકમાં શ્રીકૃષ્ણના મુખમાં ૨૪ શ્લોક મુકયા છે અને દરેક અધ્યાયના પ્રારંભના એક બે શ્લોક અર્જુન કે સંજયના મુખમાં મુકયા છે. વળી ઘણીએ અધ્યાયમાં પ્રચલિત ગીતાના શ્લોકો એવા સેળભેળ કરી દીધા છે કે જેથી શ્રીકૃષ્ણના ઉપદેશના ચાલુ પ્રસંગ સાથે અનુસંધાન બીલકુલ મળતાં નથી, તે અમે આપેલા પરિશિષ્ટમાં શુદ્ધ ધર્મ મંડળની ગીતાના અધ્યાયના ક્રમશઃ શ્લોકસંખ્યા આપી પ્રચલિત ગીતાના કયા કયા અધ્યાયના તે શ્લોક છે એ બતાવ્યું છે તે ઉપરથી ખ્યાલમાં આવશે.

આ મંડળે મૂળ ગીતાને ૧૮ અધ્યાયમાં જેમની તેમ રહેવા દઈ પછી ગાયત્રીના ૨૪ અક્ષર અને ૨૫ તત્ત્વ જેવી પોતાની માન્યતા પ્રમાણે ૬-૮ અધ્યાય વધારી દીધા હોત તો કોઈને વાંધો આવત નહી, કારણ વધારાના અધ્યાય જેને યોગ્ય લાગત તે સ્વીકારત પણ ૧૮ અધ્યાયની વેદવ્યાસ રચિત ગીતાનું ચીંથણ ચુંથણ કરી જે દયા કરી છે તેની કેટલાક અંગ્રેજી ભણેલા સાક્ષરોને ખબર નથી કે પ્રચલિત ગીતાનું કેટલું વિકૃત સ્વરૂપ આ મંડળે કરી નાખ્યું છે. તેઓને વસ્તુસ્થિતિ સમજાવવા માટે બીજા પરિશિષ્ટમાં આ શુદ્ધ ધર્મ મંડળની ગીતા માટે અમે થોડા વિસ્તારથી સ્પષ્ટતા કરી છે ( જુઓ પરિશિષ્ટ ૨ )

## ગીતા ૭૪૫ શ્લોકની હોવા વિષે આધારો તથા તેનાં ફારસી ભાષાંતરો

ઉપનિષદો વગેરેનાં અરેબિક અને ફારસીમાં ભાષાંતર થયાં છે. એજ રીતે મુસલમાન બાદશાહોના સમયમાં ગીતાનાં પણ તે તે ભાષાઓમાં ભાષાંતર થયેલાં. આલિમ ફાઝલના ઊંડા અભ્યાસી અને અરેબિક અને ફારસી ભાષાના સાહિત્યના મહા વિદ્વાન બનારસના શ્રીયુત મુનશી પંડિતજી મહેશ પ્રસાદજીએ માવતી સદન પુસ્તકાલયમાં ગીતાનું ફારસી ભાષાંતર જોયેલું. તેમાં લખેલું હતું કે "સમ્રાટની આજ્ઞાથી ૭૪૫ શ્લોકાત્મક ગીતાનું અબુલ ફેઝીએ ભાષાંતર કર્યું છે"

ગીતાના ફારસી ભાષાંતરની આજે બે હસ્તપ્રતો જળવાતી છે. લંડનની ઇન્ડિયા ઓફિસની લાઇબ્રેરીમાં તે ૧૯૪૯ અને ૧૯૫૦ એમ બે નંબરની પ્રતો છે. તે ૭૪૫ શ્લોકવાળી ગીતાનાં ભાષાંતર છે. આનંદકંદના મહા મિત્ર બ્રહ્મચારી શ્રી પંચેલી હરિરામજી મહારાજ લખે છે કે "બનારસના હિઝ હાઇનેસ મહારાજા સાહેબના

પુસ્તકાલયમાં ૭૪૫ શ્લોકવાળી શાહ અલિ દસ્તગિર રચિત ગીતા ૧૬૫ અને ૧૬૬ નંબરે ફારસી ભાષાંતરવાળી છે." મહારાજ સાહેબે બ્રહ્મચારીશ્રીને તેની નકલ આપવાનું વચન આપેલું પરંતુ પંચોલીજીના ખેદજનક અવસાનને લીધે અમે તે નકલ મેળવી શકયા નહિ મદ્રાસના "હિંદુ" પત્રે અમારી ગીતાની આવૃત્તિની સમાલોચના કરતાં ગીતાના આ ફારસી ભાષાંતરના અસ્તિત્વ વિષે શંકા ઉઠાવેલી. તેના ઉત્તરમાં તા ૧૫-૮-૧૯૩૭ના "હિંદુ" ડેઈલી ઇંગ્રેજી પેપરમાં બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રિન્સિપલ શ્રી કે. વી. રંગસ્વામી આયંગરે નીચે પ્રમાણે પત્ર લખેલો જે હિંદુ પેપરમાં છપાયો હતો તે ઇંગ્રેજી પત્રનું આ નીચે ગુજરાતી ભાષાંતર છે.

"ભારતીય ઇતિહાસના અભ્યાસીઓને અબુલ ફઝલ અને તેના ભાઈ ફૈઝીનાં ગીતાનાં ભાષાંતરો જાણીતાં છે. પહેલું પદ્યમાં છે અને હજુ સુધી અમુદ્રિત છે ફૈઝીનું ભાષાંતર પદ્યમાં છે. બનારસ હિંદુ યુનિવર્સિટીના ફારસીના પ્રાધ્યાપક અને વિખ્યાત ફારસી વિદ્વાન મુનશી મહેશ પ્રસાદે મને કહ્યું છે કે ફૈઝીનું પુસ્તક ઘણી વખત લાહોર, જલંદર, અલ્લાહબાદ, ગ્વાલિયર અને જયપુર એવાં સ્થળોએ છપાયું છે. આટલી બધી મુદ્રિત આવૃત્તિઓ ઉપલબ્ધ હોવા છતાં ડૉ. નાગરાજ શર્માના અભ્યાસીઓને આ આવૃત્તિની પણ ખબર નથી એ નવાઈ પામવા જેવું છે. શાહ અલિ દસ્તગીરનું ફારસી ભાષાંતર પણ પદ્યાત્મક છે અને તે પણ હજુ સુધી પ્રસિદ્ધ થયું નથી. બનારસના મહારાજા સાહેબના પુસ્તકાલયમાં તેની એક હસ્તપ્રત છે તે રાજવૈદ્યનું વિધાન સાચું છે."

"જેમની પાસેથી રાજવૈદ્યને ફારસી પ્રત વિષે જાણવા મળ્યું તે પ્રાધ્યાપક મહેશ પ્રસાદે કેટલાક મહિનાઓ પહેલાં આ ભાષાંતર અને પ્રચલિત ગીતા અને આ ભાષાંતરના તફાવત તરફ મારૂં ધ્યાન દોર્યું હતું. તેમાં વધારાના શ્લોકો છે તે મને ખાસ કહેવામાં આવ્યું હતું મેં તેમને સૂચના આપી હતી કે તેમણે તેની હકીકતનું પૃથક્કરણ કરતો અને તેઓ તેમ જ પ્રચલિત ગીતાના વૈષમ્યનું નિરૂપણ કરતો એક લેખ તૈયાર કરવો અને તે બનારસ હિંદુ યુનિવર્સિટીના મુખપત્રમાં પ્રસિદ્ધ કરવો. તેમણે તે કબૂલ તો કર્યું પણ વિખ્યાત ફારસી અને ઉર્દૂ કવિ ઘાલિબનું સ્મારક જીવનચરિત્રગ્રંથ પૂર્ણ કરવામાં પોતાની નવરાશનો સમય તેઓ વાપરતા હોવાથી તે લેખ હજુ સુધી લખાયો નથી. જ્યારે લેખ તૈયાર થશે ત્યારે પ્રચલિત ગીતા કરતાં જુદા પાઠ ઉપર રચાયેલી ગીતાની ફારસી આવૃત્તિ વિષેની બધી શંકાઓ દૂર થશે. 'ગીતાનો નૂતન અભ્યાસ' એ શીર્ષક નીચેના લેખની સમાલોચનાના સામાન્ય તાત્પર્યની દ્રષ્ટિએ આ હકીકત શ્રી રાજવૈદ્યને અંગે આપણે જાણી શકીશું."

શ્રીયુત મુનશી મહેશ પ્રસાદજી, પર્શ્યનના પ્રોફેસર, બનારસ હિંદુ યુનિવર્સિટી એમનો પત્ર તા. ૧૫-૯-૧૯૩૭ ના આવેલો તેનો સાર નીચે પ્રમાણે છે.

### ગીતાના ફારસી અનુવાદના અસ્તિત્વની સાબિતી.

××××× આપને જાણીને હર્ષ થશે કે લંડનની ઈંડિયા ઓફિસ લાયબ્રેરીમાંથી હસ્તલિખિત પુસ્તકો મેળવવાની મેં વ્યવસ્થા કરી છે. આ મહિનાની આખર સુધીમાં તે મને મળી જશે.

કાશીના હિઝ હાઈનેસ ધી મહારાજાના રાજ્યના પુસ્તકભંડારમાંથી શાહ અલી દસ્તગીરની ગીતાની એક નકલ મેળવવાની પણ મેં વ્યવસ્થા કરી છે. આ કામ પણ આ મહિનાના અંત સુધીમાં પૂરું થશે.

તેની ગીતાના અંતમાં અબુલ ફઝલે લખેલું છે કે તેણે ૭૪૫ શ્લોકોનું ભાષાંતર કરેલું છે અને એ શ્લોકોની વ્યક્તિવાર સંખ્યા નીચે મુજબ છે.

શ્રી કૃષ્ણ ૬૨૫, અર્જુન ૫૭, સંજય ૬૭, ધૃતરાષ્ટ્ર ૧૬, કુલ ૭૪૫

ફારસીમાં છપાયેલી બે પ્રતો અત્યારે મળી શકે એમ છે. બંને ફૈઝીને નામે ચડેલી છે. એક છટાબદ્ધ છે (1)

### આલ બરૂનીના સમયની ગીતા ૭૪૫ શ્લોકની હતી

ઈ. સ. ૧૦૩૦ માં થઈ ગયેલા વિખ્યાત ઇતિહાસકાર આલ બરૂની ઘણો સમય ભારતમાં રહી સંસ્કૃત ભણી ઘણાં આર્ય શાસ્ત્રોનું જ્ઞાન સંપાદિત કર્યું હતું. તેમણે અરેબિકમાં એક પ્રસિદ્ધ પુસ્તક લખ્યું છે જેનું "અલબેરૂની ઈન ઇન્ડિયા" ભારતમાં આલ બરૂની" એવા શીર્ષક નીચે સને ૧૯૧૨માં અંગ્રેજીમાં ભાષાંતર થયું છે. તેમાંથી જાણવા મળે છે કે આલ બરૂનીએ ૭૪૫ શ્લોકવાળી ગીતાનો અભ્યાસ કર્યો હતો, એવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલ છે. તેમ જ તેના પુસ્તકમાં ગીતાના કેટલાક શ્લોકોનું ભાષાંતર આપવામાં આવ્યું છે તે શ્લોક પ્રચલિત ગીતાંમાં મળતા નથી જ્યારે કેટલેક સ્થળે ભાષાંતર મુખ્ય બાબતોમાં ઘણું જુદું પડતું લાગે છે.

### શ્રી આદ્ય શંકરાચાર્ય ૭૪૫ ને બદલે ૭૦૦ શ્લોકવાળી ગીતાનો કેમ સ્વીકાર કરે છે?

કેટલાક માણસો એ પ્રશ્ન ઉઠાવે છે કે આશરે ૨૫૦૦ વર્ષ પૂર્વે થઈ ગયેલા જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યે ૭૦૦ શ્લોકની ગીતાને કેમ પ્રમાણભૂત માની? અને ૭૪૫ શ્લોકની ગીતાનું સંશોધન કેમ ન કર્યું? ઉત્તરમાં આપણે કહી શકીએ કે શ્રી શંકરાચાર્યના સમયમાં

---

(1) પંડિત શ્રી મહેશપ્રસાદજી સાથે પછીથી આ બાબતમાં પત્રવ્યવહાર કરવાનું કે હસ્તલિખિત ગીતા લખાવી મંગાવવાનું બન્યું નથી કારણ રસવાળાની હમેશની પુરી રોકાણને લઈ આ કામ માટે અવકાશ મેળવી શકો નથી.

ગીતા ઉપર ઘણી ટીકાઓ ઉપલબ્ધ હતી. આ હકીકત ગીતા ઉપરના એમના પોતાના ભાષ્ય ઉપરથી સ્પષ્ટ થાય છે. તો એ બધાં ભાષ્યો કે એ પ્રાચીન સમયમાં લખાયેલી ટીકાઓ આજે ક્યાં? તેમ જ સૈકાઓ થયાં જે કૃતિની હાથોહાથ નકલો થયા કરતાં લહિયાને હાથે તેમાં ત્રુટિઓ અને દોષો રહી જવાની શક્યતા પણ રહેલી છે. વળી પ્રાચીન સમયમાં આજની પદ્ધતિપ્રમાણે સંશોધન પ્રવૃત્તિ ન હતી. આથી જુદા જુદા પ્રાંતમાં પ્રચલિત પુસ્તકો પોતાના સ્થાનથી દૂર જતાં સમય લાગતો ગીતાના ૭૪૫ શ્લોક હતા એમ મહાભારતમાં જણાવેલું છતાં તે સંબંધે હિંદના કોઈપણ વિદ્વાને એ ઘટતા ૪૫ શ્લોક શોધવાની પ્રવૃત્તિ આજ સુધી કરી નહિ. પણ જર્મનીના સંસ્કૃત પંડિત અને કિલ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર શ્રાડરને ફાળે આ યશ જાય છે. તેઓ ઘણો વખત હિંદમાં રહેલા ત્યારે અહિર્બુધ્ન્ય સંહિતા વગેરે ગ્રન્થો સંશોધન કરી પ્રસિદ્ધ કરેલાં. તે અરસામાં યુરોપનું પહેલું યુદ્ધ ફાટી નીકળ્યું એટલે હિંદી સરકારે તેને હિંદમાં અટકમાં રાખ્યા ત્યારે શાસ્ત્રોના અભ્યાસ સંશોધનમાં વખત ગાળતા. ત્યારે નિર્ણય સાગરમાં છાપેલા ગીતાના ટીકાઓવાળા પુસ્તકમાં ગીતાર્થ સંગ્રહ નામની ટીકા બહુ ઝીણા અક્ષરમાં છાપેલી તેમણે વાંચી એ ટીકા ૭૪૫ શ્લોકને પુષ્ટિ આપનારી છે એ ત્યાંસુધી કોઈ વિદ્વાનના ખ્યાલમાં આવેલું નહિ, પરંતુ પ્રો શ્રાડર પંડિતે આ ટીકામાં પ્રચલિત ગીતા કરતાં ઘણા જુદા પાઠભેદ જોઈ કાશ્મીરી ગીતા કોઈ જુદા પાઠની હોવી જોઈએ એમ નક્કી કરી ગીતાની પ્રાચીન હસ્તપ્રતોનું સંશોધન કરવા માંડ્યું. ત્યાર પછી તેમને બ્રીટીશ મ્યુઝીયમમાં કાશ્મીરની શારદા લિપિમાં ભોજપત્રપર લખેલું ગીતાનું પુસ્તક મળ્યું. તેમાં અભિનવગુપ્તની ટીકાને અનુસરતા પાઠ જોવામાં આવ્યા. ત્યાર પછી એમને સર્વતોભદ્રા નામની ટીકા પણ મળી. જેમાં સાથે શ્લોકો પણ હતા. ત્યારપછી તેમણે રોમન લિપિમાં આખી ગીતા છાપી. આ રીતે કાશ્મીરી પ્રતની પ્રસિદ્ધિ પછી જ ગીતો વિષેની સંશોધન પ્રવૃત્તિ તરફ વિદ્વાનોનું લક્ષ્ય ખેંચાયું. તેથી એ સંભવ છે કે શ્રી શંકરાચાર્યના સમયે કાશ્મીરમાં પ્રચલિત ગીતા સૈકાઓ સુધી દક્ષિણ તરફ ગઈ ન હોય.

એમ પણ સંભવિત છે કે ૩૨ વર્ષની નાની વયે કૈલાસવાસ થયો તેથી શ્રી શંકરાચાર્યને બીજી અનેક પ્રવૃત્તિઓને લઈ સાચી ગીતાના સંશોધન માટે સમય જ ન મળ્યો હોય. આમ હોવાથી પોતાની પાસેની હસ્તપ્રતોપર આધાર રાખી તેમણે ભાષ્ય લખ્યું હોય. શ્રી શંકરાચાર્યે ઘણાં યે મોટાં રાજ્યો ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો હતો. એટલે રાજ તરફના શિક્ષાના ભયથી લોકોએ તેના ભાષ્યમાં કંઈ ફેરફાર કે સંશોધન તરફ અંગુલિનિર્દેશ કરવાની હિંમત કરી નથી. શ્રી શંકરાચાર્ય અવતારી પુરુષ અને મુખ્ય ધર્માચાર્ય તરીકે સ્થાપિત થયા પછી તેમણે ગીતા સંબંધે જે સ્વીકાર્યું તેમાં કાંઈ ન્યૂનાધિક હોવું ન જ જોઈએ એવી ધાર્મિક શ્રદ્ધાથી પણ તેની પાછળના કોઈ વિદ્વાનોએ આ બાબતમાં સંશોધન કર્યું લાગતું નથી, એટલું જ નહિ પણ શ્રી શંકરાચાર્યે જે સ્વીકાર્યું તે જ સાચું છે અને તેની વિરુદ્ધમાં જવું કે તેમણે નહિ સ્વીકારેલાને સ્વીકારવું કે તેનું અસ્તિત્વ રહેવા દેવું એ પણ પાપ મનાતું હોય અને તેને લઈ શાંકરમત સિવાયની ટીકાઓ કે ભાષ્યોનો ધર્મઘેલાઓએ નાશ કર્યો હોય. ત્યારથી શ્રી શંકરાચાર્યે જે કંઈ કહ્યું છે તેમાં શંકા લાવવામાં કે કંઈ સૂચન કરવામાં ધાર્મિક લાગણીનું ઉલ્લંઘન ગણાવા લાગ્યું છે. શ્રી શંકરાચાર્યના સમય પછી એટલી ઉથલપાથલ થઈ કે આ દિશામાં કામ કરવાનો કોઈને ઉત્સાહ ન હતો. શ્રી

શંકરાચાર્ય પછીના તેમના ઉત્તરાધિકારીઓ તથા બીજા સંપ્રદાયના આચાર્યોએ પણ ૭૦૦ શ્લોકવાળી ગીતાનો જ સ્વીકાર કર્યો. મહાભારતમાં કહેલ ૭૪૫ શ્લોક સંબંધે ઊંડા ઉતર્યા નથી. તેઓનો ઉદ્દેશ મુખ્યત્વે કરી સંશોધનનો નહિ પણ પોતાના સંપ્રદાયનો ફેલાવો કરવાનો જ હોવાથી તેઓએ ગીતાના શ્લોકના અર્થો એવા કર્યા. તેઓએ ગીતાનું સંશોધન કરવાનો કે ખૂટતા શ્લોકો મેળવવાનો કદિ વિચાર ન કર્યો. કારણ દરેક સંપ્રદાયના આચાર્યનાં જીવન મોટે ભાગે પોતાનો સંપ્રદાય વધારવામાં અને તેને લગતાં પુસ્તકો રચવામાં ગયા છે. વિદ્વાનો અને સાહિત્યકારોએ પણ આજ સુધી આ વિષય ઉપર ઓછું ધ્યાન આપ્યું છે. તેઓએ પણ શ્રી શંકરાચાર્યની ૭૦૦ શ્લોકવાળી ગીતા સ્વીકારી લીધી. હાલમાં જ જ્યારે ગીતા ઉપર ઘણી હસ્તપ્રતો મળી આવે છે અને તેના ઉપર સંશોધન થયા કરે છે ત્યારે જનતાને જાણ થઇ છે કે તેઓ આજ સુધી જે પ્રચલિત ગીતા વાંચતી હતી તે અપૂર્ણ છે અને મૂળ ગીતા ૭૪૫ શ્લોકની હતી તે વાત સત્ય છે.

## ઉપસંહાર

ગીતા મહાન શાસ્ત્ર છે. તેના ઉપર હિંદ અને દુનીયાના અનેક વિદ્વાનોએ પોતપોતાની દૃષ્ટિ અને બુદ્ધિની મર્યાદા પ્રમાણે સેંકડો ગ્રન્થો લખ્યા છે, અનેક ટીકાઓ સંસ્કૃત અને દુનિયાની ભાષામાં થઈ છે. આજે આખી દુનિયાની દરેક કોમ, ધર્મ કે સિદ્ધાંતના મનુષ્યો ગીતામાં વર્ણવેલા જ્ઞાનને મહાન ગણી સ્વીકારી રહ્યા છે ૭૪૫ શ્લોકની ગીતા જ્યારે અસ્તિત્વમાં આવી ત્યારે વિદ્વાનોમાં મોટો ક્ષોભ થઇ રહ્યો કારણ ૨૫૦ થી ૩૦૦ પાઠ ભેદો અને ૪૫ શ્લોક વધુ મળી જતાં ગીતા સંબંધે વિદ્વાનોએ બાંધેલા અનેક સિદ્ધાંતોમાં પરિવર્તનો થવા લાગ્યાં છે. ઇટાલીનાં મહાન કવયિત્રી સંસ્કૃતનાં વિદુષી શ્રી ગેબ્રીએલા નોવારો ક્યુકાટી નામનાં મિત્ર બ્હેને મને એક પત્રમાં લખેલું કે **"તમારી ગીતા ખરેખર સાચી ગીતા છે. અને તેના ૩ અધ્યાય પર તમે લખેલી ટીકા એટલી બધી માર્મિક સાચા તત્ત્વો રજુ કરનારી લાગી છે કે હું અને મારા અનેક વિદ્વાન મિત્રો બાકીની ટીકાની આતુરતાથી રાહ જોઇએ છીએ. આ ટીકાથી ગીતા સંબંધે અમોએ બાંધેલા ઘણા સિદ્ધાંતો અમારે બદલવા પડ્યા છે. અમને જણાયું છે કે સાચી ગીતા અમે હવે જ વાંચીએ છીએ."**

હજારો વર્ષ પછી ગીતા શાસ્ત્રની અને ગીતા વાંચનાર જીજ્ઞાસુઓની ખરી સેવાનું પ્રથમ માન પંડિત શ્રાદ્ધરને ફાળે જાય છે અને પછી બીજું માન ગોંડલ રસશાળા મેળવી શકી છે એમ આત્મશ્લાઘાનો દોષ સ્વીકારીને મારે કહેવું પડે છે.

ગીતા સંબંધે અનેક વિદ્વાનોએ અનેક પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે અને આ ૭૪૫ શ્લોકની ગીતા પ્રસિદ્ધિમાં આવ્યા પછી વધુ પ્રશ્નો ઉપસ્થિત થયા છે, એ બધાનું પૃથક્કરણ કે નિરાકરણ કરવાનું આ ટુંકી પ્રસ્તાવનામાં શક્ય નથી છતાં પણ આ પ્રસ્તાવનામાં થોડે અંશે પ્રયત્ન કર્યો છે. પ્રસ્તાવનાને લાંબી કરવાની ઇચ્છા નહી છતાં ચર્ચાને સ્પષ્ટ રૂપમાં સમજાવવા માટે લાંબી થઈ ગઈ છે અને આ પ્રસ્તાવનાનાં પરિશિષ્ટો નાખવાં પડ્યાં છે છતાં ઘણા પ્રશ્નો ચર્ચવા રહી ગયા છે તે બીજા પ્રસંગ ઉપર રાખું છું.

**શ્રી ભુવનેશ્વરી પીઠ ગોંડલ** — **લિ. શ્રીચરણતીર્થઃ ॥**

**સંવત ૨૦૦૮, ફાલ્ગુન શુકલ ૩ ગુરૂવાર** — **(રસેશાચાર્ય શ્રી ચરણતીર્થ મહારાજ)**

# પ્રસ્તાવના—પરિશિષ્ટ ૧

પ્રસ્તાવનાના ચોથા પાનાના ૧ લા પ્રાગ્રાફના અંતમા ૨૫મી લીટીમાં બતાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ મહાભારત યુદ્ધ ઇચ્છતા હતા એ વાતની પુષ્ટિ આપનારા થોડાં પ્રમાણો નીચે પ્રમાણે આપવામાં આવે છે.

## પ્રસંગ ૧ લો

દ્યૂતમાં પાંડવો રાજપાટ સર્વસ્વ હારી ગયા પછી છેલ્લો દા ૧૩ વર્ષ વનવાસ ભોગવવાનો હતો. તેમા હાર્યા એટલે દ્રૌપદી સાથે પાંચે પાંડવો દ્વૈત વનમાં ગયા. આ પાંડવોના સમાચારથી ઘણા રાજાઓ અને યાદવો સાથે શ્રીકૃષ્ણ પણ મળવા આવ્યા. પાંડવોની દુર્દશા જોઇ રોશે ભરાયેલા શ્રીકૃષ્ણે બધા વચ્ચે કહ્યુ કે

वासुदेव उवाच-दुर्योधनस्य कर्णस्य शकुनेश्च दुरात्मन.।
दु शासनचतुर्थानां भूमि पास्यति शोणितं ॥ ५ ॥
एतान्निहत्य समरे येच तस्य पदानुगाः।
तांश्च सर्वान्विनिर्जित्य सहितान्सनराधिपान् ॥ ६ ॥
ततः सर्वेभिषिंचामो धर्मराजं युधिष्ठिरं।
निकृत्योपचरन् वध्य एव धर्म सनातन ॥ ७ ॥ ॥ वन अ १२ ॥

"દુર્યોધન કર્ણ શકુની અને ચોથો દુષ્ટ દુઃશાસન એનું લોહી ભૂમિ પીશે. કૌરવો અને તેની પડખે ચડેલા બીજા રાજાઓને જીતીને આપણે યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરશુ કપટથી વર્તનારો વધ કરવા યોગ્ય ગણાય છે"

ત્યારપછી દ્રૌપદી અને શ્રીકૃષ્ણ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ

द्रौपदी उवाच-स्त्रीधर्मिणी वेपमाना शोणितेन परिप्लुता ॥
एकवस्त्रा विकृष्टास्मि दु खिता कुरुसंसदि ॥ ६३ ॥
दासीभावेन मा मोक्तुमीपुस्ते पापचेतस ॥
जीवत्सु पांडुपुत्रेषु पांचालेषु च वृष्णिषु ॥ ६४ ॥
सभाया परिकृष्टाहमेकवस्त्रा रज स्वला ॥
धिग्बलं भीमसेनस्य धिक् पार्थस्य च पौरुप ॥
यत्र दुर्योधन कृष्ण मुहूर्तमपि जीवति ॥ ७८ ॥
इत्युक्त्वा प्रारुदत्कृष्णा मुख प्रच्छाद्य पाणिना ॥
बाष्पपूर्णेन कंठेन क्रुद्धा वचनमब्रवीत् ॥ १२२ ॥
नैव मे पतयः सन्ति न पुत्रा न च बान्धवाः ॥
न भ्रातरो नच पिता नैव त्वं मधुसूदन ॥ १२५ ॥
ये मां विप्रकृतां क्षुद्रैरुपेक्षध्व विशोकवत् ॥
न च मे शाम्यते दु ख कर्णो मे प्राहसत्तदा ॥ १२६ ॥
॥ वनपर्व अ १२ ॥

वासुदेव उवाच-रोदिष्यंति स्त्रियो ह्येव येषां क्रुद्धासि भामिनि ॥
बीभत्सुशरसंच्छन्नान् शोणितौघ परिप्लुतान् ॥ १२८ ॥

निहतान् वल्लभान्वीक्ष्य शयानान् वसुधातले ॥
यत्समर्थं पांडवानां तत् करिष्यामि मा शुचः ॥ १२९ ॥
सत्यं ते प्रतिजानामि राज्ञां राज्ञी भविष्यसि ॥
पतेत् द्यौर्हिमवान् शीर्येत् पृथिवी शकलीभवेत् ॥
शुष्येत्तोयनिधिः कृष्णे न मे मोघं वचो भवेत् ॥ १३२ ॥
॥ वन पर्व अ. १२ ॥

દ્રૌપદી કહે છે

"અરે કૃષ્ણ, માસિક ધર્મમાં રહેલી, કંપતી, લોહીવાળા લુગડાથી ભરેલી, એકવસ્ત્રવાળી મને કૌરવોની સભામાં ખેંચી બહુ દુઃખી કરી. લોહીથી ખરડાએલી એવી મને પાંડવો, મારા પિતા પક્ષના પાંચાળો અને યાદવો જીવતા છતાં રાજાઓની સભામાં લાવી એ પાપી લોકો મને દાસી કરી ભોગવવા ઇચ્છતા હતા. હે કૃષ્ણ, ભીમસેનના બળને, અને અર્જુનના પરાક્રમને ધિક્કાર છે કે એક વસ્ત્ર પહેરલું, રજસ્વલા એવી મને ભરસભામાં ખેંચી છતાં આ દુનિયામાં દુર્યોધન એક ક્ષણવાર પણ જીવી શકે છે." એમ કહી દ્રૌપદી બેહાથથી મોઢું ઢાંકી રોવા લાગ્યાં અને આંસુથી રોકાઈ ગયેલા ગળાથી ક્રોધ પામેલાં દ્રૌપદી ફરી બોલ્યાં "હે કૃષ્ણ, હું માનું છું કે પતિઓ મારા નથી, પુત્રો મારા નથી, કુટુંબીઓ કે ભાઇઓ મારા નથી, પિતા મારા નથી અને તમે પણ મારા નથી; મારૂં કોઈ નથી નીકર જાણે કાંઇ બન્યું ન હોય જાણે રૈવાકુંયે ધગતું ન હોય તેમ એ ક્ષુદ્ર કૌરવોએ તિરસ્કારાયેલી મને જોઇ રહ્યા ! એ સભામાં કર્ણે મારી મશ્કરી કરેલી એ દુઃખ મને રોજ બાળ્યા કરે છે."

શ્રી કૃષ્ણ કહે છે

"હે દ્રૌપદી, રૂદન કરો માં. તમે જેના ઉપર કોપ્યાં છો એ તમારા શત્રુઓની સ્ત્રીઓ તમે જેમ રૂવો છો તેમ રોશે. અર્જુનના બળથી કપાયેલા, લોહીની ધારાઓથી ખરડાએલા, પૃથ્વીપર સુતેલા, હણાએલા પોતાના પતિઓને જોઇ તેની સ્ત્રીઓ તમે રૂવો છો તેમ રોશે. પાંડવો માટે જે કાંઈ કરવા જેવું હશે તે હું કરીશ એ ખાત્રી રાખો. દુઃખી ન થાઓ. હું પ્રતિજ્ઞા કરૂં છું કે પંડવો રાજા થાશે અને તમે તેની પટરાણી બનશો. આકાશ નીચું પડે, હિમાલય પર્વત ભાંગી ભુકો થાય, પૃથ્વીના કટકા થાય, સમુદ્ર સુકાય પણ હે દ્રૌપદી મારૂં વચન મિથ્યા જવાનું નથી એ ખાત્રી રાખો."

## પ્રસંગ ૨ જો

પાંડવોનાં વનવાસનાં ૧૩ વર્ષ પુરાં થયા પછી વિરાટ નગરમાં પાંડવોના સગા સંબંધી રાજાઓ, શ્રીકૃષ્ણ, યાદવો બધા ભેળા થયા. બધાએ વિચાર કરી લડાઇની તૈયારી કરી. પાંડવોની ૭ અક્ષૌહિણી સેના અને કૌરવોની ૧૧ અક્ષૌહિણી સેના ભેળી થઇ. યુદ્ધ જાહેર થયા પહેલાં સમાધાન માટે કોશીષ કરવા બધાનો મત થયો. એટલે દ્રુપદરાજાના પુરોહિતને ધૃતરાષ્ટ્ર પાંસે વષ્ટી કરવા મોકલ્યા, ત્યારપછી ધૃતરાષ્ટ્રે સંજયને પાંડવો પાંસે લડાઇ ન કરવા માટે સમજાવવા મોકલ્યા પરંતુ એક પણ ગામ આપવાનું સ્વીકાર્યું નહી. પછી છેવટે શ્રીકૃષ્ણે દૂત તરીકે જઇ સમાધાન માટે પ્રયત્ન કરી જોવા બધાનો મત થયો એટલે શ્રી કૃષ્ણ સમાધાન માટે બનતું કરવા હસ્તિનાપુર જાવા તૈયાર થયા. તે વખતે યુધિષ્ઠિર અર્જુન નકુલ અને સહદેવ બધાયે શ્રીકૃષ્ણને સંદેશા આપ્યા પછી દ્રૌપદી અને કૃષ્ણ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

द्रौपदी उवाच-कृष्णा दाशार्हमासीनमब्रवीच्छोककर्षिता ॥ १ ॥
साहं केशग्रहं प्राप्ता परिक्लिष्टा सभांगता
पश्यतां पांडुपुत्राणां त्वयि जीवति केशव ॥ २४ ॥
जीवत्सु पांडुपुत्रेषु पांचालेष्वथ वृष्णिषु
दासीभूतास्मि पापानां सभामध्ये व्यवस्थिता ॥ १५ ॥
धिक् पार्थस्य धनुष्मत्तां भीमसेनस्य धिग् बलं
यत्र दुर्योधनः कृष्ण मुहूर्तमपि जीवति ॥ ३१ ॥
यदि तेहमनुग्राह्या यदि तेस्ति कृपा मयि ॥
धार्तराष्ट्रेषु वै कोपः सर्वः कृष्ण विधीयतां ॥ ३२ ॥
इत्युक्त्वा मृदुसंहारं वृजिनाग्रं सुदर्शनम्
सुनीलमसितापांगी सर्वगंधाधिवासितं ॥ ३३ ॥
केशपाशं वरारोहा गृह्य वामेन पाणिना
अश्रुपूर्णेक्षणा कृष्णा कृष्णं वचनमब्रवीत् ॥ ३५ ॥
अयं ते पुंडरीकाक्ष दुःशासनकरोद्धृतः ॥
स्मर्तव्यः सर्वे कार्येषु परेषां संधिमिच्छता ॥ ३६ ॥
यदि भीमार्जुनौ कृष्ण कृपणौ संधिकामुकौ
पिता मे योत्स्यते वृद्धः सह पुत्रैर्महारथैः ॥ ३७ ॥
पंच चैव महावीर्याः पुत्रा मे मधुसूदन
अभिमन्युं पुरस्कृत्य योत्स्यते कुरुभिः सह ॥ ३८ ॥
दुःशासनभुजं श्याम संछिन्नं पांसुगुंठित
यद्यहं तु न पश्यामि का शांतिर्हृदयस्य मे ॥ ३९ ॥
त्रयोदश हि वर्षाणि प्रतीक्षन्त्या गतानि मे
विधाय हृदये मन्युं प्रदीप्तमिव पावकं ॥ ४० ॥
इत्युक्त्वा बाष्परुद्धेन कंठेनायतलोचना
रुरोद कृष्णा सोत्कंप सस्वरं बाष्पगद्गद ॥ ४२ ॥

वासुदेव उवाच-तामुवाच महाबाहुः केशवः परिसांत्वयन्
अचिराद् द्रक्ष्यसे कृष्णे रुदतीर्भरतस्त्रियः ॥ ४४ ॥
एवं ता भीरु रोत्स्यंति निहतज्ञातिबांधवाः
हतमित्रा हतबला येषां क्रुद्धासि भामिनि ॥ ४५ ॥
धार्तराष्ट्राः कालपक्वा न चेद् श्रृण्वंति मे वचः
शेष्यंते निहता भूमौ श्वशृगालादनीकृताः ॥ ४७ ॥
चलेद्धि हिमवान् शैलो मेदिनी शतधा फलेत्
द्यौः पतेच्च सनक्षत्रा न मे मोघं वचो भवेत् ॥ ४८ ॥
सत्यं ते प्रतिजानामि कृष्णे बाष्पो निगृह्यतां
हतामित्रान् श्रिया युक्तान् अचिराद् द्रक्ष्यसे पतीन् ॥ ४९ ॥
॥ उद्योग पर्व अध्याय ८२ ॥

પાંડવો અને બીજા રાજાઓ વચ્ચે બેઠેલા કૃષ્ણુ પાસે જઈને શોકથી દુખળાં થઈ ગયેલાં દ્રૌપદી કહેવા લાગ્યાં—

"હે કૃષ્ણ! પાંડવોના દેખતાં, તમે જીવતાં, પાંડવો જીવતાં, પાંચાળો અને યાદવો જીવતાં મારો ચોટલો પકડી મને દુઃખી કરી સભામાં લાવવામાં આવી. અરે કૃષ્ણ હું એ પાપીઓની દાસી જેવી પરાધીન થઈ સભામાં ઉભી રહી. અરે અર્જુનના ધનુર્ધારીપણાને અને ભીમના બાહુબળને ધિક્કાર છે કે મારાપર આટલા સંસ્કાર થયા છતાં અરે કૃષ્ણ, એક ક્ષણ પણ દુર્યોધન જીવતો રહે છે. હે કૃષ્ણ, તમે મારાપર ઉપકાર કરવા ઇચ્છતા હો કે તમારી મારાપર કૃપા હોય તો ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારો ભયંકર ક્રોધ ઉતારજો." એમ કહી કાળા સુંવાળા સુગંધી દ્રવ્યોથી સુવાસિત કરેલા બાંધેલા અંબોડાને છોડી એ સુંદર ચોટલાને પોતાના ડાબા હાથમાં પકડી, આંસુની ધારા ચાલી જાય છે એવાં દ્રૌપદી કૃષ્ણને કહેવાં લાગ્યાં. "દુશ્મનો સાથે સુલેહની વાટાઘાટ કરો ત્યારે હે કૃષ્ણ, દુઃશાસનને હાથે પકડેલા આ મારા ચોટલાને યાદ કરજો. જો ભીમ અને અર્જુન નમાલા થઈ સુલેહ કરવા ઈચ્છશે તો મારા વૃદ્ધ પિતા પોતાના મહારથી પુત્રોને સાથે લઈ લડશે. મારા પાંચ પુત્રો અભિમન્યુને આગળ કરી કૌરવો સાથે લડશે. જ્યાં સુધી દુઃશાસનને જે હાથે મારો ચોટલો પકડ્યો છે એ હાથ કપાઈ જઈ ધુળમાં રગદોળાયેલો હું જોઉં નહીં ત્યાં સુધી મારા હૃદયને કયાંય શાંતિ થવાની નથી. કૃષ્ણ, બળતા અગ્નિ જેવા આ ક્રોધને મેં હૈયામાં રાખ્યો છે તેને તેર વરસ વીતી ગયાં છે" એમ કહી ધ્રૂજતાં દ્રૌપદી આંસુથી રૂંધાયેલ અવાજે પોકે પોકે રોવા લાગ્યાં.

દ્રૌપદીને આશ્વાસન આપતાં શ્રી કૃષ્ણ બોલ્યા. "હે દ્રૌપદી! તમે જેઓ ઉપર કોપ્યાં છો એ કૌરવો, મિત્રો અને સૈન્યો સાથે થોડા જ વખતમાં હણાઈ જશે અને તેઓની સ્ત્રીઓ રોશે. કાળથી ઘેરાયેલા ધૃતરાષ્ટ્રના દિકરાઓ જો મારૂં કહેવું નહિ ગણકારે તો તેઓ હણાઈ પૃથ્વીપર પડશે અને તેને કુતરાં શિયાળીયાં ખાશે. હિમાચળ ચળે, પૃથ્વી ના સો કટકા થાય, આકાશ પડે પણ મારૂં વેણ ખોટું નહિ થાય. તમે રોતાં છાનાં રહો. હું તમને પ્રતિજ્ઞાથી કહું છું થોડા જ વખતમાં તમારા પતિના શત્રુઓ હણાઈ જશે અને તમે તમારા પતિને રાજગાદી પર બેઠેલા જોશો."

આ પ્રમાણે શ્રી કૃષ્ણની પ્રતિજ્ઞા હતી તે યુદ્ધ વિના પુરી થઈ શકે એમ નહોતી.

ત્યારપછીનો એક પ્રસંગ છે. કૌરવ પાંડવોનો વિનાશ થયા પછી સતી ગાંધારીએ આ સંહાર અટકાવવાની શક્તિ છતાં શ્રી કૃષ્ણે યુદ્ધ અટકાવ્યું નહી એમ કહી શ્રી કૃષ્ણને શાપ આપ્યો છે. આ ઉપરથી જણાય છે કે શ્રી કૃષ્ણ ધારત તો યુદ્ધ અટકાવી શકત પણ યુદ્ધ અટકાવવાની તેમની ઇચ્છા મોળી હશે એમ લાગે છે.

## પ્રસંગ ૩ જો

રણસંગ્રામમાં જમીનપર પડેલા દુર્યોધન, દુઃશાસન, શકુનિ, અભિમન્યુ, દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ અને બીજા સેંકડો યોદ્ધાઓની સ્ત્રીઓ પોતપોતાના પતિના શબને વળગી રૂદન કરતી હતી ત્યાં શ્રી કૃષ્ણને આગળ કરી ગાંધારી દરેકની પાસે જઈ પોતાનું દુઃખ શોક જણાવતાં હતાં. (આ હૃદયભેદક કરૂણ રસપૂર્ણ વર્ણન સ્ત્રી પર્વમાં વાંચવા જેવું છે.)

કૃષ્ણની આગળ પુત્રો પૌત્રો અને મરેલા સંબંધીઓનાં નામ લઈ વિલાપ કરતાં ગાંધારી મૂર્છા ખાઈ પૃથ્વી પર ઢળી પડ્યાં દુઃખ શોકથી ભાન ભુલી જઈ ધીરજ ગુમાવી ગાંધારીએ આ યુદ્ધનો બધો દોષ શ્રી કૃષ્ણ ઉપર નાખી શાપ આપતાં કહ્યું કે:—

गांधारी उवाच–ततः कोपपरीतांगी पुत्रशोकपरिप्लुता ॥

जगाम शौरिं दोषेण गांधारी व्यथितेन्द्रिया ॥३८॥
पांडवा धार्तराष्ट्राश्च दग्धाः कृष्ण परस्परम् ॥
उपेक्षिता विनश्यन्तस्त्वया कस्माज्जनार्दन ॥३९॥
शक्तेन बहुभृत्येन विपुले तिष्ठता बले ॥
उभयत्र समर्थेन श्रुतवाक्येन चैव हि ॥४०॥
इच्छतोपेक्षितो नाशः कुरूणां मधुसूदन ॥
यस्मात्त्वया महाबाहो फलं तस्मादवाप्नुहि ॥४१॥
पतिशुश्रूषया यन्मे तपः किंचिदुपार्जितं ॥
तेन त्वां दुरवापेन शप्स्ये चक्रगदाधरम् ॥ ४२ ॥
यस्मात्परस्परं घ्नन्तो ज्ञातयः कुरु पाण्डवाः ॥
उपेक्षितास्ते गोविन्द तस्माज्ज्ञातीन्वधिष्यसि ॥ ४३ ॥
त्वमप्युपस्थिते वर्षे षट्त्रिंशे मधुसूदन ॥
हतज्ञातिर्हतामात्यो हतपुत्रो वनेचरः ॥ ४४ ॥
अनाथवदविज्ञातो लोकेष्वनभिलक्षितः ॥
कुत्सितेनाभ्युपायेन निधनं समवाप्स्यसि ॥ ४५ ॥
तवाप्येवं हतसुता निहतज्ञातिबांधवाः ॥
स्त्रियः परिपतिष्यन्ति यथैता भरतस्त्रियः ॥ ४६ ॥

वैशंपायन उवाच–तच्छ्रुत्वा वचनं घोरं वासुदेवो महामना ॥

उवाच देवीं गांधारीमीषदभ्युत्स्मयन्निव ॥ ४७ ॥
जानेऽहमेतदप्येवं चीर्णं चरसि क्षत्रिये ॥
दैवादेव विनश्यंति वृष्णयो नात्र संशयः ॥
परस्परकृतं नाशं यतः प्राप्स्यन्ति यादवाः ॥४८॥ स्त्रीपर्व अ० २५॥

ક્રોધથી વિહ્વળ થયેલા, પુત્રોના શોકથી ઘેરાયેલા, અંગે અંગમાં દુઃખ શોકથી બળી રહ્યાં છે એવાં ગાંધારી, આ વિનાશમાં બધો વાંક શ્રીકૃષ્ણનો છે એમ માની શાપ દેતાં કહેવા લાગ્યાં. "અરે કૃષ્ણ, પાંડવો અને કૌરવો પરસ્પર કપાઈ મુવા. હે કૃષ્ણ, તમે તેઓને નાશ પામતા અટકાવ્યા કેમ નહિ? તમે કેમ ઉપેક્ષા કરી કેમ મરવા દીધા? તમે સૈન્યબળમાં, શરીર બળમાં અને બુદ્ધિબળમાં બધી રીતે ચઢીયાતા છો. તમે ધારત તો આ નાશ અટકાવી શકત. પણ તમે નાશ થવા દીધો. માટે હે કૃષ્ણ તેનું ફળ તમે ભોગવો. જો મેં પતિની સેવારૂપે કાંઈ તપ કર્યું હોય તો એ તપ વડે હું તમને શાપ આપું છું. હે કૃષ્ણ તમે, કુટુંબી એવા કૌરવ પાંડવોને એકબીજાને હણતા રોક્યા નહિ, એકબીજાનો નાશ થવા દીધો માટે તમારા કુટુંબીઓનો સગાંઓનો નાશ તમારા દેખતાં થાશે. આજથી કદી મે

દર્યે તમારા પુત્રો, પૌત્રો, સગાં, પ્રધાનો સૌ હણાઈ જશે અને તમે પણ વનમાં નિરાધાર દશામાં કોઈ નહિ જાણી શકે તેમ ભુંડે હાલ્યે મરશો, આજે અમારા કુટુંબીઓની અને બીજા રણમાં પડેલાઓની સ્ત્રીઓ પોતાના પતિઓ પાછળ છાતીફાટ રૂદન કરે છે તેમ તમારી સ્ત્રીઓ પણ રોશે."

સતી ગાંધારીનાં ભયંકર વચન સાંભળી જરા ગંભીરતાથી શ્રી કૃષ્ણ તેને કહેવા લાગ્યા "હે સતી ક્ષત્રિયાણી, તમે કહો છો તે સાચું છે, તમે કષ્ટ સહન કરી તપ કરેલ છે તેથી તમે કહ્યા પ્રમાણેજ બનશે એ હું પણ જાણું છું. યાદવો પોતાના નથીમેં જ એક બીજા સાથે લડી નાશ પામશે"

આ અને આવા બીજા ઘણા પુરાવા છે જે જોતાં મહાભારતનું યુદ્ધ શ્રી કૃષ્ણ ઇચ્છતા હતા એમ સાબીત થાય છે. કૌરવોનો નાશ કરી યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરવાની, દ્રૌપદીના ૧૩ વરસથી બળતા વૈરાગ્નિને શાંત કરવાની અને પાંડવોને આપેલાં કષ્ટોનો અને દ્રૌપદીના અપમાનનો બદલો લેવાની પોતાની ભયંકર પ્રતિજ્ઞાઓ સાચી કરવા માટે શ્રી કૃષ્ણ પોતે યુદ્ધને અનિવાર્ય માનતા હતા કે યુદ્ધને ઇચ્છતા હતા એ વાત સત્ય હતી છતાં પણ પોતે દૂત તરીકે ગયા ત્યાં દૂતનું કામ પણ પૂરેપૂરું અને દૂતને છાજે એવું કર્યું હતું. અર્થાત સમાધાન કરવાના ઉપાય બાકી રાખ્યા નહોતા. કદાચ આ રીતે પોતાના પ્રયાસથી સમાધાન થઈ જાત અને પાંડવોને અર્ધું રાજ્ય આપવાનું દુર્યોધન સ્વીકારત તો શ્રી કૃષ્ણ એ કબુલ કરી લેત અને ચારપાંચ અપરાધીઓનો બીજી રીતે નાશ કરાવી પોતાની પ્રતિજ્ઞાઓ સત્ય કરત. અર્થાત પોતાને યુદ્ધ ઇષ્ટ છતાં સમાધાન પણ ઇષ્ટ હતું અને તે માટે શ્રી કૃષ્ણ પૂરેપૂરો પ્રયત્ન કર્યો હતો. સતી ગાંધારીના કહેવા પ્રમાણે શ્રી કૃષ્ણે પોતાનું બળ અને બુદ્ધિ વાપરીને દુર્યોધનાદિને કેદ કરી યુદ્ધ અટકાવવા સુધીની હદે ગયા નહિ એ પણ ખરી વાત હતી.

# પ્રસ્તાવના—પરિશિષ્ટ ૨

## શુદ્ધ ધર્મમંડળ, માઇલાપોર (મદ્રાસ)ની
## ૨૬ અધ્યાયની ગીતા

પ્રસ્તાવનાને ૩૦મે પાને બીજા પારિગ્રાફને છેડે પરિશિષ્ટ ૨નો ઉલ્લેખ કર્યો છે તેનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે

શ્રીમદ્ ભગવદ્ગીતાના હિંદ અને વિદેશના અભ્યાસી વિદ્વાનોએ કે સામાન્ય જનતાએ શુદ્ધ ધર્મમંડળની ગીતાને મહત્વ આપ્યું નથી, મહત્વ આપવા જેવું પણ આમાં કાંઈ નથી; છતાં મહાભારતનો ઇતિહાસ, ગીતાના ઉપદેશનો પ્રસંગ તથા ગીતામાં ઉપદેશેલા સંકલિત સુઘટિત ક્રમબદ્ધ લોક વ્યવહારમાં અને પરલોકના કલ્યાણમાં ઉપયોગી તત્ત્વોની શ્લોક રચના શ્રી કૃષ્ણ અર્જુનના સંવાદને અનુલક્ષીને ભગવાન વેદવ્યાસે કરી છે તે શાસ્ત્રના શબ્દ સ્વરૂપ બંધાયેલા શરીરને કુરૂપ કરનારૂં તત્વ આ ગીતામાં જોવામાં આવતાં ગીતાભ્યાસી વિદ્વાનો અને પ્રજાને સાવચેત કરવાનું યોગ્ય માન્યું છે મારૂં આ વિધાન આ ગીતાને મહત્વ આપનારા થોડા સજ્જનોને અપ્રિય લાગશે છતાં સત્ય વસ્તુ પ્રગટ કરવી એ પણ કર્તવ્ય છે. આ ગીતાની માંડણી અને પૂર્વ ભૂમિકા ચતુર વકીલની શૈલીથી અંગ્રેજી અને સંસ્કૃત ભાષામાં એવી રચી છે કે ગીતાના ઊંડા અભ્યાસી ન હોય એવા શિક્ષિત જનો તે પ્રત્યે સ્વાભાવિક આકર્ષાય.

પ્રથમ તો આ મંડળે પોતાની ગીતા માટે મહાભારતને આધારરૂપ માન્યું છે, છતાં એક લાખ શ્લોકનું મહાભારત તેને માન્ય નથી. "મહાભારતનું મૂળ નામ ભારત હતું તેમાં ૨૪ હજાર શ્લોક હતા. પછી તેમાં ઉમેરો થતાં લાખ શ્લોકનું બની મહાભારતને નામે ઓળખાવા લાગ્યું એ ૨૪ હજાર શ્લોકના મહાભારતમાં ૨૪ અધ્યાયની પ્રત્યેક અધ્યાયના ૨૪ શ્રીકૃષ્ણ મુખના શ્લોકવાળી ગીતા હતી." આવી મતલબની વિચિત્ર માન્યતા આ મંડળની છે. એ ચોવીશ હજાર શ્લોકવાળું ભારત કયું? તેની હસ્તપ્રત કે શુદ્ધ ધર્મની ગીતાનું તેમાં અસ્તિત્વ વગેરે પ્રમાણ કે આધાર કયાંય નથી. ૨૪ હજાર શ્લોકના ભારત માટે તેઓ મહાભારતના આદિ પર્વનો આધાર આપે છે ત્યારે એ પર્વમાં લાખ શ્લોકના મહાભારતનો ઉલ્લેખ છે તેનો સ્વીકાર કરતા નથી. જે ગ્રન્થને પોતે પ્રમાણરૂપ માને છે તેને જ પોતે અપ્રમાણ ગણે છે આ વિચિત્રતા છે, જમાનાનો પ્રભાવ છે. સૂત પુરાણી ઋષિઓને કહે છે કે—

> जनमेजयस्य राजर्षेः सर्पसत्रे महात्मनः
> समीपे पार्थिवेन्द्रस्य सुपुण्या विविधाः कथाः ॥
> कथिताश्चापि विधिवत् या वैशंपायनेन वै ॥
> श्रुत्वाहं ता विचित्रार्थी महाभारत संश्रिता
>
> आदिपर्व अ १, श्लोक ११

"મહાત્મા જનમેજય રાજાના સર્પ યજ્ઞમાં એ રાજા સન્મુખ વૈશંપાયને આ વિચિત્ર અર્થવાળી પુણ્યકારી મહાભારતમાંની વિવિધ પ્રકારની કથાઓ કહી તે સાંભળી હું અહીં આવ્યો છું."

क्षेत्रे विचित्रवीर्यस्य कृष्णद्वैपायनः पुरा ।
उत्पाद्य धृतराष्ट्रं च पांडुं विदुरमेव च ॥
तेषु जातेषु वृद्धेषु गतेषु परमां गतिं ।
अब्रवीत् भारतं लोके मानुषेस्मिन् महानृषिः ॥
ससदस्यैः सदासीनः श्रावयामास भारतं ॥ आदिपर्व अ. १-९७

"વિચિત્ર વીર્યની સ્ત્રીઓમાં વ્યાસે ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર ત્રણ પુત્રો ઉત્પન્ન કરેલા. એ ત્રણે વૃદ્ધાવસ્થાને પામી મરણ પામ્યા ત્યાર પછી જનમેજયના યજ્ઞમાં ઋષિએ આ ભારત મનુષ્યલોકમાં પ્રકટ કરી બધાને સંભળાવ્યું."

इदं शत सहस्रं तु लोकानां पुण्यकर्मणां ॥
उपाख्यानैः सह ज्ञेयं आद्यं भारतमुत्तमं ॥
चतुर्विंशतिसाहस्रीं चक्रे भारत संहितां ॥
उपाख्यानैर्विना तावद् भारतं प्रोच्यते बुधैः ॥
एकं शतसहस्रं तु मानुषेषु प्रतिष्ठितं ॥
आदिपर्व अ. १-१०१-१०७

"પુણ્યશાળી લોકો માટે ઉપાખ્યાનો કથા ઇતિહાસ ભાગો સાથેનું ભારત એક લાખ શ્લોકનું છે. ઉપાખ્યાન ઇતિહાસ સિવાયના કેવળ જ્ઞાન ભાગના ૨૪ ચોવીશ હજાર શ્લોક ભારતમાં છે પણ ઉપાખ્યાનો સાથે એક લાખ શ્લોકનું મનુષ્યોના કલ્યાણ માટે આ જગતમાં રહેલું છે."

अस्मिंस्तु मानुषे लोके वैशंपायन उक्तवान् ॥
शिष्यो व्यासस्य धर्मात्मा सर्ववेदविदांवरः ॥
एकं शतसहस्रं तु मयोक्तं वै निबोधत ॥ आदिपर्व अ १-१०९

સુત પુરાણી કહે છે હે ઋષિઓ, "ચારે વેદ જાણનારા, ધર્માત્મા વ્યાસના શિષ્ય વૈશંપાયને આ મનુષ્ય લોકમાં એક લાખ શ્લોકનું મહાભારત વર્ણવ્યું છે તે હું તમોને કહું છું તે સાંભળો." આ રીતે મહાભારત એ લાખ શ્લોકની સંહિતા છે. વેદ જેવું ઉચ્ચ સ્થાન ધરાવે છે. તેનાં પ્રમાણો મહાભારતના બીજાં પર્વ અને બીજા શાસ્ત્રોમાંથી અનેક આપી શકાય એમ છે.

આ રીતે મહાભારતના આદિ પર્વના ૧ લા અધ્યાયમાં મહાભારત અને ભારત બંને શબ્દોનો પ્રયોગ મહાભારત માટે કરેલો છે. છતાં માનો કે ગ્રન્થકારે એકલો ભારત શબ્દનો પ્રયોગ કર્યો હોય તો પણ વિદ્વાનોએ અને પ્રજાએ આવા મહાન ગ્રન્થને મહાભારત નામ પાછળથી આપેલું હોય તો પણ તેથી એમ નથી ઠરતું કે તેનું ભારત નામ હતું અને ૨૪ હજાર શ્લોક હતા. તેમાં ઉમેરો થતાં મહાભારત નામ પડયું. તેમ આદિ પર્વમાં તથા બીજે ઘણે ઠેકાણે મહાભારતના એક લાખ શ્લોક વ્યાસે રચ્યા હતા એવાં પ્રમાણો મળે છે, છતાં મહાભારતમાં એક લાખ શ્લોક નહોતા એમ કહેવાનું શું કારણ છે? એક લાખ શ્લોકવાળું શાસ્ત્ર રચવું એ હાલના વિદ્વાનોને માટે પણ અશક્ય નથી તો વ્યાસ જેવા અવતારી પુરુષ માટે અશક્ય શા માટે માનવું જોઇએ?

ખરી વાત એ છે કે હાલના સુધરેલા અને ઈંગ્રેજી ભણેલા, ઈંગ્રેજી સંસ્કારવાળા અને પશ્ચિમના વિધાનોથી દોરાતા ભણેલા ગણેલા લોકોનાં નિર્બળ માનસ, નિર્બળ હૃદય અને નિર્બળ મગજમાં એ પ્રાચીન ઋષિ મુનિઓની દિવ્ય શક્તિઓ સ્થાન પામતી નથી.

આ રીતે શુદ્ધ ધર્મ મંડળવાળા મહાભારતને ભારત ગણે છે અને ૧ લાખ શ્લોકના એ ગ્રન્થને ૨૪ હજારનો કહે છે અને તેમાં પોતાની ૨૪ અધ્યાયની ગીતાનો પ્રવેશ કલ્પે છે. આ બધું શાસ્ત્ર વિરૂદ્ધ, પરંપરા વિરૂદ્ધ છે અને પાંચ પાંચ હજાર વર્ષથી ચાલ્યા આવતા મહાભારત અને ગીતાના અખંડ પ્રવાહ તોડવા જેવો દુરાગ્રહ છે. આ એક પોતાના નવા સંપ્રદાયની નવીનતા દેખાડવાનો પ્રયાસ માત્ર છે.

ગીતામાં, અનુગીતામાં કે બીજાં તત્ત્વજ્ઞાનના અનેક શાસ્ત્રોમાં ૨૫ તત્ત્વોનું વર્ણન છે માટે શ્રી ભગવદ્ ગીતામાં દરેક અધ્યાયના ૨૫ શ્લોક જોઇએ અને ગાયત્રીના ૨૪ અક્ષર હોવાથી શ્રીકૃષ્ણ દરેક અધ્યાયમાં ૨૪ શ્લોકથી વધુ ન જ બોલી શકે આવી બેહુદી ગણત્રી કરી દરેક અધ્યાયમાં અર્જુનના કે સંજયના એક બે શ્લોક અને ૨૪ શ્રી કૃષ્ણના મળી દરેક અધ્યાયમાં ૨૫ તત્ત્વોનું આરોપણ કરેલ છે. આવી વિચિત્ર વાત કર્યાંય સાંભળી નથી, જોઇ નથી. શ્રી હંસયોગીને આ મંડળ **અધિકાર પુરુષ** ગણે છે તેવા પુરૂષે ગીતા ઉપર આવી સાહસમારી કરીને અનધિકાર ચેષ્ટાથી ભારે અનર્થ કર્યો છે. એ જ રીતે વાલ્મિકી રામાયણ કે બીજાં શાસ્ત્રોની દશા એમણે કરી હોય તો પ્રાચીન ઇતિહાસ પુરાણો વાંચનારાઓએ સાવચેત રહેવું.

મહાભારતના ભીષ્મ પર્વના ૪૨ મા અધ્યાયમાં ૧૮ અધ્યાયની ગીતા પૂરી થયા પછીના ૪૩ મા અધ્યાયના પ્રારંભમાં વેદવ્યાસે કહેલું ગીતાના શ્લોકનું પ્રમાણ **षट् शतानि सविंशानि श्लोकानां प्राह केशवः** વગેરે ૩ પદ્યોનો આધાર આ મંડળે આપી ૭૪૫ શ્લોકની ગીતાનો પોતે સ્વીકાર કર્યો છે અને પોતાની ગીતા ૭૪૫ શ્લોકની છે, ચલુ ગીતામાં ઘટતા ૪૫ શ્લોક પોતે ગોતી કાઢયા છે અને સંશોધન દૃષ્ટિએ ૮ અધ્યાયનો ઉમેરો કર્યો છે આવો દેખાવ કર્યો છે. આ ગીતામાં ઉંડા ન ઉતરનાર આ વાત માની લ્યે એ સ્વાભાવિક છે પણ આ ગીતાનો અભ્યાસ કરનારને સમજાઈ જાય છે કે વસ્તુસ્થિતિ તેથી ઉલટી જ છે.

ખરી રીતે આ ગીતા રચનારે નવું કાંઇ શોધ્યું નથી ઉલટું ચાલુ ગીતાના મૂળ ૭૦૦ શ્લોકમાંથી ૩૫–૪૦ શ્લોક કાઢી તેને ઠેકાણે મહાભારતના જુદાં જુદાં પર્વોના અને બીજા ગ્રન્થોના ૮૦–૮૨ શ્લોક ઘાલી દઈ ૭૪૫ શ્લોકનો મેળ કરી દીધો છે. શ્રીકૃષ્ણના મુખના ૫૭૫ શ્લોક રાખ્યા છે, પણ તે પોતાની ૨૬ અધ્યાયની ગીતામાં એવી રીતે વીંખી ચુંથી અસ્ત વ્યસ્ત આડા અવળા ઢંગધડા વિના ગોઠવી દીધા છે કે જેથી ચાલુ ગીતા એનું અસલ સ્વરૂપ ગુમાવી કુબડી થઈ ગઈ છે. તે અમે નમુના તરીકે આપેલા થોડા અધ્યાયોના કોઠા ઉપરથી જાણી શકાશે કે આ ગીતાના કયા અધ્યાયમાં ભગવદ્ ગીતાના કયા કયા અધ્યાયોના કયા કયા આંકના શ્લોકો નાખ્યા છે.

શ્રી ભગવદ્ ગીતામાં પ્રારંભથી માંડી સમાપ્તિ સુધી ચાલી આવતી વિષયની સંકલના પૂર્વાપર સબંધ, એકવાક્યતા અને અર્જુનના મનમાં ઉત્પન્ન થતા એક પછી એક પ્રશ્નોનું ક્રમબદ્ધ સુસંગત રીતે શ્રી કૃષ્ણે કરેલ સમાધાન વગેરે જે અનુક્રમે છે તે આ મંડળની ગીતામાં સાવ બગાડી નાખી, સંકલના, જાણવાનાં ક્રમબદ્ધ તત્ત્વો અસ્તવ્યસ્ત કરી નાખ્યાં છે. ગીતા જેવા મહાન શાસ્ત્રને મરણ તુલ્ય ધાયલ કરી તેના અંગ પ્રત્યંગ વિકલ વિકૃત કરી નાખ્યાં છે. શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય વગેરે સંપ્રદાયના આચાર્યો અને અગ્રગણીઓએ પોતપોતાના સંપ્રદાયને શાસ્ત્રીય ઠરાવવા માટે પ્રસ્થાનત્રયી ઉપર પોતપોતાની સ્વતંત્ર ટીકાઓ લખી તેમ ભગવદ્ગીતા ઉપર પણ દરેકે પોતપોતાના મતને અનુસરી લખ્યું છે. ગીતામાં ૪૫ શ્લોકની શોધખોળ ભલે કોઈ આચાર્યે નથી કરી છતાં ગીતા જે સ્વરૂપે શ્રી શંકરાચાર્યના વખતથી વંચાતી આવી છે તેનું સ્વરૂપ કોઈએ બગાડ્યું નથી. આ મંડળે પણ પોતાના સંપ્રદાયની પુષ્ટિ માટે મૂળ ગીતાનું ૧૮ અધ્યાયનું સ્વરૂપ જાળવી રાખી પોતાના મનગમતા અર્થ કર્યા હોત, પોતાની માન્યતાને અનુસરી ગાયત્રીના ૨૪ અક્ષર ૨૫ તત્ત્વ કે બીજાં કોઈ વેદાંતનાં વિધાન આગળ કરી મહાભારતના કે બીજા ગ્રંથના શ્લોક લઈ ૭ આઠ અધ્યાય ધાલી દઈ પોતાના સંપ્રદાયની વિશેષ પ્રકારની ગીતા રૂપે પ્રસિદ્ધ આપી હોત તો જુદી વાત હતી એ અર્થભેદ કે વધારાના અધ્યાય ઠીક લાગત તે માનત. પણ આણે તો અઢારે અધ્યાયના તમામ શ્લોકને ગંજીપાના પાનાની પેઠે ચીંખી નાખી મરજી પડે ત્યાં ગોઠવી દીધા છે અને ૮૨ શ્લોક ગીતા બહારના ઘુસાડી દઈ ૭૪૫ શ્લોકનો મેળ દેખાડ્યો છે. આ કાર્ય ગીતા જેવા શાસ્ત્ર માટે શોચનીય છે. પછી તે કરનાર મોટા યોગી હોય કે સિદ્ધ હોય પણ યોગ્ય કહી શકાશે નહી. પાંચ હજાર વર્ષથી વંચાતી આવતી ગીતા ઉપર આ મંડળે કરેલી આ દશાને હજી પણ સુધારે તો સારૂં ગણાશે. આ ગીતામાં ૧ લા અને ૨૬ મા અધ્યાયને ઓછું મહત્વ આપ્યું છે. ખરી ગીતા વચલા ૨૪ અધ્યાયને કહે છે. છતાં ૧ લા અને ૨૬ મા અધ્યાયોમાં ભગવદ્ ગીતાના થોડા શ્લોકો ઉમેર્યા છે. ભૂમિકા રૂપી ૧ લા અધ્યાયમાં ૩૦ શ્લોક ચાલુ ગીતાના પહેલા અને બીજા અધ્યાયના નાખ્યા છે. અને ૨૪ શ્લોક ભીષ્મ પર્વના ૨૩ મા અધ્યાયના નાખ્યા છે. આ ગીતામાં બહારના શ્લોક કયા ગ્રંથના અને કેટલા છે અને કઈ રીતે આડા અવળા ગોઠવ્યા છે તે આ ગીતા વાંચનાર જાણી શકે એમ નથી. કારણ રચનારે તે વાત અંધારામાંજ રાખી છે, એટલે મહાભારત વાંચ્યું ન હોય કે ગીતાનો પુરો અભ્યાસ ન કર્યો હોય તેને તો આ ગીતા પ્રાથમિક દ્રષ્ટિએ નવી શોધખોળ જેવી અને આકર્ષક લાગે. ભગવદ્ગીતા મહાભારતના ભીષ્મપર્વમાં ૨૫ થી ૪૨ અધ્યાય સુધીમાં છે. ગીતાના પ્રારંભ પહેલાના ૨૩ મા અધ્યાયમાં રણસંગ્રામને મોખરે અર્જુનનો રથ ઉભો રાખી શ્રીકૃષ્ણે અર્જુનને પોતાની ઇષ્ટ દેવતા દુર્ગાની સ્તુતિ કરવાનું સૂચન કર્યું. ત્યારે અર્જુન રથ ઉપરથી નીચે ઉતરી બે હાથ જોડી नमस्ते सिद्ध सेनानी એ ૧ લા શ્લોકથી આરંભી वीक्ष्यसे सिद्धचारणैः સુધીના ૧૬ શ્લોકમાં દુર્ગાની સ્તુતિ કરે છે જેથી દુર્ગા અંતરિક્ષમાં પ્રગટ થઈ અર્જુનને વરદાન આપે છે. ત્યારપછી શ્રીકૃષ્ણ બંને લશ્કરોની વચ્ચે અર્જુનનો રથ ઉભો રાખે છે ત્યાં બંને પક્ષના સગા સંબંધીઓને જોઈ અર્જુનને દયા ઉપજતાં હથીયાર ફેંકી દીયે છે અને ગીતાનો પ્રસંગ ઉભો થાય છે.

શુદ્ધ ધર્મ મંડળવાળાએ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની ગીતાના પહેલા અધ્યાયમાં ભીષ્મ પર્વના ૨૩ મા અધ્યાયના દુર્ગા સ્તુતિના ઉપર કહેલા થોડા શ્લોક ગોઠવી દીધા છે. એના ૧ લા અધ્યાયમાં ૧લો શ્લોક धर्मक्षेत्रे कुरुक्षेत्रेवાળો ધૃતરાષ્ટ્રનો અને पद्यमुक्त्वार्जुनः વાળો છેલો સંજયનો રાખી બાકીના શ્લોક ભગવદ્‌ગીતાના ૧ લા તથા ૨ જા અધ્યાયના તથા દુર્ગા સ્તુતિના અને થોડા બીજા ગ્રન્થના નાખી ૫૪ શ્લોકનો પોતાનો ૧ લો અધ્યાય પુરો કરેલ છે.

બીજા અધ્યાયની શરૂઆતના ૪ શ્લોક ભગવદ્‌ગીતાના ૨ જા અધ્યાયનો ૧૦ મો, ૧૧ મો, ૨ જો અને ૭ મો લઇ બાકીના ૨૦ શ્લોક મહાભારતના કે બીજા ગ્રન્થના નાખી બીજો અધ્યાય પુરો કરેલ છે.

છેલ્લા ૨૬ મા અધ્યાયમાં ભગવદ્ ગીતાના ૨, ૩, ૪, ૭, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૫, અને ૧૮ મા અધ્યાયોના જુદા જુદા મળી ૫૩ અને ૨૫ શ્લોક બીજા કોઈ ગ્રન્થના નાખી ૭૮ શ્લોકનો ૨૬ મો અધ્યાય પુરો કર્યો છે. વચલા ૨૪ અધ્યાયોની પણ આ દશા છે તે નમુના રૂપે આપેલા કોઠા જોવાથી જણાશે.

આ મંડળના અગ્રણી પંડિત કે ટી. શ્રીનિવાસાચાર્યના લખવા પ્રમાણે આ મંડળની આ ગીતાના શોધક કે પ્રાપ્ત કરનાર તેમના માતામહ હતા કે જેઓ શુદ્ધ ધર્મમંડળના એક અગ્રણી ગણાતા. કોઇ પણ સંપ્રદાય, મંડળ કે સંસ્થાને તેના આગેવાનની માન્યતા પ્રમાણેનું પુસ્તક મળવું મેળવવું અશક્ય નથી. પણ આવું ગીતાનું વિચિત્ર રૂપ પાંચ હજાર વર્ષમાં કોઇયે નથી કર્યું તે આ મંડળના આગેવાને કર્યું છે એ દુઃખજનક વાત છે. ગીતા તો ઘણી જાતની છે પણ જેને ભગવદ્ ગીતા કહેવાય છે તે તો મહાભારત યુદ્ધને પાંચ હજાર વર્ષ વીત્યા છતાં આખી દુનીયામાં એક જ પ્રકારે વંચાય છે. તેમાં ઘટતા ૪૫ શ્લોક માટે કે પાઠભેદ માટે શોધખોળ થાય એ જુદી વાત છે. અરીસાપર પડેલી ધુડને સાફ કરવાથી ચોખ્ખું મોઢું દેખાય છે તેમ પાઠભેદ અને ઘટતા શ્લોક મળવાથી મુળ ગીતા વધુ ઉત્તમ સ્વરૂપે પ્રકાશે છે પણ પાંચ હજાર વર્ષ પછી શુદ્ધ ધર્મમંડળે કર્યું તેવુ ભગવદ ગીતા ઉપર કોઇએ કર્યું નથી.

આ મંડળની ગીતાની અધ્યાયવાર સમાલોચના કરીએ અને પ્રત્યેક અધ્યાયના કોઠા તથા ભગવદ્‌ગીતાના જુદા જુદા અધ્યાયોના સેળભેળ કરેલા શ્લોકોને લઇ પ્રત્યેક અધ્યાયના યતા અર્થ શાસ્ત્રાર્થ સાથે ભગવદ્ ગીતાના અર્થના સામ્ય અસામ્યનું વર્ણન કરીએ તો ૨૦૦થી ૨૫૦ પાનાનું પુસ્તક થાય તેથી આ પરિશિષ્ટમાં દિગ્દર્શન રૂપે મંડળની ગીતાનું સ્વરૂપ બતાવ્યું છે.

આ મંડળના નિયામકોને મારી વિનતિ છે કે તેઓએ ચલુ ગીતા ઉપર કરેલા અત્યાચારના અપરાધનું પરિમાર્જન કરવું જોઇએ અને તેમના અગ્રણી આચાર પુરુષે સનાતન વૈદિક ધર્મના આધાર સ્તંભ અને જગતના તત્વજ્ઞાનના ગ્રંથોમાં સ્તંભરૂપ ગણાતા ગીતાગ્રંથને ક્ષીણ નિર્બળ ન કરવા જોઇએ.

હવે અમે શુદ્ધ ધર્મમંડળની ગીતાના ૧ લો, ૨ જો, ૩ જો, ૪ થો અને ૨૦ મા અધ્યાયના શ્લોકના કોઠા તથા ૨૬ મા અધ્યાયમાં ચાલુ ગીતાના શ્લોકનો ખીચડો કર્યો છે તે બતાવી આ પરિશિષ્ટ પુરૂં કરશું. આ પાંચ કોઠામાં આપેલા શ્લોકના આંકડા ૭૦૦ શ્લોકવાળી પ્રચલિત ભગવદ્ ગીતાના સમજવા.

# શુદ્ધ ધર્મમંડળની ગીતાનો ૧લો અધ્યાય

આ અધ્યાયમાં ૫૪ શ્લોક છે. તેમાં ૩૩ શ્લોક પ્રચલિત ગીતાના ૧ લા તથા ૨ જા અધ્યાયના અને ૨૧ શ્લોક ભીષ્મ પર્વના ૨૩ મા અધ્યાયના શ્રી દુર્ગાસ્તુતિને લગતા છે.

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૧ લો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક |
|---|---|---|
| ૧ ધૃતરાષ્ટ્રનો | ૧ લાનો | ૧ લો |
| ૨ | ૧ લાનો | ૨ જો |
| ૩ | ૧ લાનો | ૩ જો |
| ૪ | ૧ લાનો | ૧૦ મો |
| ૫ | ૧ લાનો | ૧૧ મો |
| ૬-૭-૮ આ ત્રણ બીજા કોઇ ગ્રન્થનાં છે. | | |
| ૯ | ૧ લાનો | ૧૨ મો |
| ૧૦ | ૧ લાનો | ૧૩ મો |

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૧ લો શ્લોક | ભીષ્મ પર્વ અધ્યાય ૨૩ મા નો | કેટલામો શ્લોક |
|---|---|---|
| ૧૧ | ,, | ૧ લો |
| ૧૨ | ,, | ૨ જો |
| ૧૩ | ,, | ૩ જો |
| ૧૪ થી ૨૨ | ,, | ૪ થા થી ૧૨ મો |
| ૨૩-૨૪-૨૫ | ,, | ૧૪-૧૫-૧૬ મો |
| ૨૬ | ,, | ૧૩ મો |
| ૨૭-૨૮-૨૯ | ,, | ૧૭-૧૮-૧૯ મો |
| ૩૦ | ,, | ૨૬ મો |
| ૩૧ | ,, | ૨૮ મો |
| | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | |
| ૩૨ થી ૪૯ | ૧ લાના | ૧૪ થી ૩૧ મો |
| ૫૦ | ૧ લાનો | ૪૬ મો |
| ૫૧-૫૨-૫૩ | ૨ જાના | ૫-૬-૭ મો |
| ૫૪ | ૧ લાનો | ૪૭ મો |

# શુદ્ધ ધર્મમંડળની ગીતાનો ૨જો અધ્યાય

આ બીજા અધ્યાયમાં ૧ લો સંજયનો અને બાકી ૨૪ શ્લોક શ્રી કૃષ્ણના છે.

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૨ જો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક |
|---|---|---|
| ૧ લો સંજયનો શ્લોક | ૨ જાનો | ૧૦ મો |
| ૨ | ૨ જાનો | ૧ લો |
| ૩ | ૨ જાનો | ૨ જો |
| ૪ | ૨ જાનો | ૩ જો |

૫ થી ૨૫ સુધીના શ્રી કૃષ્ણના મુખમાં મુકેલા ૨૧ શ્લોક બીજા કોઇ ગ્રન્થના છે, મહાભારતના હોય એમ જણાતું નથી તેમ મંડળવાળાએ પણ કંઇ ખુલાસો કરેલ નથી કે આ ૨૧ શ્લોક તેઓએ કયા ગ્રન્થમાંથી લઇ આંહી શ્રી કૃષ્ણના મુખમાં મુકયા છે.

# શુદ્ધ ધર્મમંડળની ગીતાનો ૩ જો અધ્યાય

આ અધ્યાયમાં ૧ લો અર્જુનનો અને ૨૪ શ્લોક શ્રી કૃષ્ણના છે.

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૩ જો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક | શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૩ જો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક |
|---|---|---|---|---|---|
| ૧ લો અર્જુનનો | ૧૦ માનો | ૧૭ મો | ૧૨ | ૯ માનો | ૧૧ મો |
| ૨ | ૧૦ માનો | ૧ લો | ૧૩ | ૪ થાનો | ૭ મો |
| ૩ | ૪ થાનો | ૬ ઠ્ઠો | ૧૪ | ૪ થાનો | ૮ મો |
| ૪ | ૯ માનો | ૨૯ મો | ૧૫, ૧૬, ૧૭ | ૩ જાના | ૨૨, ૨૩, ૨૪ મો |
| ૫ | ૭ માનો | ૨૬ મો | ૧૮ | ૪ થાનો | ૫ મો |
| ૬ | ૧૪ માનો | ૨૭ મો | ૧૯ | ૪ થાનો | ૧૦ મો |
| ૭ | ૧૦ માનો | ૨૧ મો | ૨૦-૨૧ | ૧૦ માનો | ૯-૧૦ મો |
| ૮ | ૯ માનો | ૨૪ મો | ૨૨-૨૩ | ૯ માનો | ૧૩-૧૪ મો |
| ૯ | ૧૦ માનો | ૨ જો | ૨૪ | ૯ માનો | ૨૨ મો |
| ૧૦ | ૭ માનો | ૨૫ મો | ૨૫ | ૪ થાનો | ૯ મો |
| ૧૧ | ૯ માનો | ૧૨ મો | | | |

# શુદ્ધ ધર્મમંડળની ગીતાનો ૪થો અધ્યાય

આ અધ્યાયમાં ૨ અર્જુનના અને ૨૪ શ્લોક શ્રી કૃષ્ણના છે.

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૪ થો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક | શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૪ થો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક |
|---|---|---|---|---|---|
| ૧ લો અર્જુનનો | ૧૨ માનો | ૧ લો | ૧૫, ૧૬, ૧૭ | ૧૨ માનો | ૩, ૪, ૫ મો |
| ૨ જો અર્જુનનો | ૬ ઠ્ઠાનો | ૩૯ મો | ૧૮ | ૪ થાનો | ૨૮ મો |
| ૩ | ૧૦ માનો | ૮ મો | ૧૯ | ૪ થાનો | ૧૮ મો |
| ૪, ૫, ૬ | ૧૦ માનો | ૪, ૫, ૬ ઠ્ઠો | ૨૦ | ૭ માનો | ૩ જો |
| ૭ | ૪ થાનો | ૧૩ મો | ૨૧ | ૬ ઠ્ઠાનો | ૩૨ મો |
| ૮-૯ | ૭ માનો | ૧૬-૧૭ મો | ૨૨ | ૪ થાનો | ૨૩ મો |
| ૧૦ | ૭ માનો | ૧૯ મો | ૨૩ | ૫ માનો | ૧૯ મો |
| ૧૧ | ૫ માનો | ૧૬ મો | ૨૪ | ૪ થાનો | ૧૧ મો |
| ૧૨ | ૧૮ માનો | ૫૦ મો | ૨૫ | ૧૦ માનો | ૩ જો |
| ૧૩ | ૨ જાનો | ૫૦ મો | ૨૬ | ૫ માનો | ૨૨ મો |
| ૧૪ | ૫ માનો | ૨૧ મો | | | |

# શુદ્ધ ધર્મમંડળની ગીતાનો ૨૦મો અધ્યાય

આ અધ્યાયના ૨૫ શ્લોક છે તેમાં ૧૫ શ્લોક ભગવદ્ ગીતાના ૨ જા, ૩ જા, ૪ થા, ૫ મા, ૬ ઠા, ૧૦ મા, ૧૩ મા, ૧૭ મા અને ૧૮ મા અધ્યાયના છે અને ૧૦ શ્લોક ઉદ્યોગ પર્વના ૪૨ અને ૪૬ મા અધ્યાયના છે.

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૨૦મો શ્લોક | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | કેટલામો શ્લોક |
|---|---|---|
| ૧ | ૧૦ મા નો | ૧૮ મો |
| ૨ | ૧૮ મા નો | ૪૫ મો |
| ૩ | ,, | ૪૬ મો |
| ૪ | ૨ જા નો | ૧૨ મો |
| ૫ | ૧૩ મા નો | ૧૯ મો |
| ૬ | ,, | ૨૧ મો |
| ૭ | ,, | ૩૩ મો |
| ૮ | ,, | ૩૨ મો |
| ૯ | ,, | ૨૩ મો |
| | ઉદ્યોગ પર્વ અધ્યાય ૪૬ મા નો | |
| ૧૦ | ,, | ૧ |
| ૧૧ | ,, | ૨ જાનું પદ |
| ૧૨ | ,, | ૨ જાનું પદ |
| ૧૩ | ,, | ૮ મો |
| ૧૪ | ,, | ૧૦ મો |
| ૧૫ | ,, | ૧૧ મો |
| ૧૬ | ,, | ૧૨ મો |

| શુદ્ધ ધર્મ ગીતા અધ્યાય ૨૦ મો શ્લોક | ઉદ્યોગ પર્વ અધ્યાય ૪૨ મા નો | કેટલામો શ્લોક |
|---|---|---|
| ૧૭ | ,, | ૩૫ મો |
| ૧૮ | ,, | ૩૭ મો |
| ૧૯ | ,, | ૧૩ મો |
| | પ્રચલિત ગીતાનો કયો અધ્યાય | |
| ૨૦ | ૩ જા નો | ૧૭ મો |
| ૨૧ | ૬ ઠા નો | ૫ મો |
| ૨૨ | ,, | ૬ ઠો |
| ૨૩ | ૪ થા નો | ૨૯ મો |
| ૨૪ | ૧૩ મા નો | ૨૮ મો |
| ૨૫ | ૫ મા નો | ૧૭ મો |

આ પ્રમાણે બાકીના બધા અધ્યાયોની દશા સમજવી. મેળ સંબંધ અનુસંધાન વિના ભગવદ્ ગીતાના ગમે તે અધ્યાયોના કે મહાભારતના શ્લોકો કે બીજા ગ્રન્થના શ્લોકો ઉમેરી દરેક અધ્યાયના ૨૫ શ્લોક પુરા કરી નાખ્યા છે.

# शुद्ध धर्म मंडलनी गीताना २६ अध्यायनुं स्वरूप

નીચેના કોઠામાં ૨ કોલમ છે. ૧ લા કોલમમાં શુદ્ધ ધર્મમંડળની ગીતાના અધ્યાયનો ૧ થી ૨૬ સુધીનો ક્રમ અને દરેક અધ્યાયનું તેણે આપેલું નામ લખેલ છે.

બીજા કોલમમાં શ્રી ભગવદ્ ગીતાના અધ્યાયોના આંકડા છે. અર્થાત ૧ લા કોલમમાં લખેલા શુદ્ધ ધર્મ મંડળની ગીતાના તે તે અધ્યાયમાં ભગવદ્ ગીતાના જે જે અધ્યાયના શ્લોક લીધા છે તે બતાવેલ છે.

ભગવદ્ ગીતાના અમુક અધ્યાયનો અંક ફરીવાર આવે ત્યાં એમ સમજવાનું છે કે વચમાં બીજા અધ્યાયના શ્લોક નાખ્યા પછી તે અધ્યાયના શ્લોક ફરીને નાખ્યા છે. દાખલા તરીકે ૬ઠો અધ્યાય લ્યો. તેમાં ૧ લો શ્લોક ૩ જા અધ્યાયનો ૩૬ મો છે. પછી ચાર શ્લોક ૧૮ મા અધ્યાયના, પછી ૩ જા અધ્યાયનો એક, પછી ફરીવાર ૧૮ મા અ૦ નો

૧ લો શ્લોક, પછી ફરી ત્રીજા અ૦ નો એક, પછી ૫ મા અ૦ ના બે, પછી ૯ મા અ૦ ના ચાર, પછી ૧૩ મા અ૦ નો એક, ફરી ૭ મા અ૦ નો એક, પછી ૧૫ મા અ૦ ના ત્રણ, ફરી ૧૩ મા અ૦ નો એક, ફરી સાતમા અ૦ નો એક અને તેનો છેલ્લો ૨૫ મો શ્લોક ૧૪ મા અધ્યાયનો ૧૯ મો છે. આ રીતે મંડળની ગીતાના છઠ્ઠા અધ્યાયમાં ભગવદ્ ગીતાના જુદા જુદા ૯ નવ અધ્યાયોના શ્લોકો ક્રમ કે મેળ વિના ગોઠવી એ છઠ્ઠા અધ્યાયનું कारण गीता એવું નામ આપેલ છે.

આ રીતે શુદ્ધ ધર્મ મંડળની ગીતાના કોઈ પણ અધ્યાય સામે શ્રીભગવદ્ ગીતાના કોઈ અધ્યાયનો આંકડો ફરીને આવે તો સમજવું કે આગલા અધ્યાયના શ્લોક પછી તે અધ્યાયના શ્લોક ફરી વાર સાં નાખ્યા છે.

शुद्धधर्म मण्डलनी गीताना
अध्यायो १ थी २६

| अध्यायनुं नाम | अध्यायनो क्रम | श्रीमद् भगवद् गीताना जे जे अध्यायमांथी श्लोक लेवामां आव्या छे ते ते अध्यायना अंको |
|---|---|---|
| गीतावतारनिरूपणं नाम | १ लो | ,, ૧ લા અધ્યાયના ૨૬, ૨ જા અધ્યાયના ૩ અને ભીષ્મ પર્વના ૨૩ મા અધ્યાયના ૨૧ અને બીજા ગ્રન્થના ૭ મળી ૫૪ શ્લોકનો પહેલો અધ્યાય પુરો કરેલ છે. |
| नरनारायणधर्मगीता नाम | २ जो | ,, ૨ જા અધ્યાયના જુદા જુદા ૪ શ્લોક લીધા પછી ૨૦ શ્લોક બીજા કોઈ ગ્રન્થના લઈ ૨૪ શ્લોકનો આ અધ્યાય પુરો કરેલ છે. |
| अवतार गीता नाम | ३ जो | ,, ૧૦, ૨, ૭ ૧૪, ૧૦, ૯, ૧૦, ૭, ૯, ૪, ૩, ૪, ૧૦, ૯ અને ૪ થા અધ્યાયના શ્લોક લઇ ૨૫ શ્લોકનો આ ત્રીજો અધ્યાય પુરો કર્યો છે. |
| अधिकार गीता नाम | ४ थो | ,, ૧૨. ૬, ૧૦, ૪, ૭. ૫, ૧૮, ૪. ૫, ૧૨, ૪, ૭, ૬, ૪, ૫, ૪, ૧૦ અને ૫ મા અધ્યાયના શ્લોક લઇ ૨૬ શ્લોકનો ૪થો અધ્યાય છે. |
| शिक्षा गीता नाम | ५ मो | ,, ૬, ૨, ૭, ૬, ૨, ૧૩, ૬, ૨, ૫ અને ૩ જા અધ્યાયના મળી ૨૬ શ્લોકનો ૫ મો અધ્યાય કર્યો છે. |
| कारण गीता नाम | ६ ठो | ,, ૩, ૧૮, ૩, ૧૮, ૩, ૫, ૯, ૧૩, ૯, ૭, અને ૧૪ મા અધ્યાયના મળી ૨૫ શ્લોકનો છઠ્ઠો અધ્યાય કર્યો છે. |

| | | | |
|---|---|---|---|
| कैवल्य गीता नाम | ७ मो | ,, | ૧ લો શ્લોક બીજા અન્યનો છે પછી ૧૩, ૧૮, ૧૫, ૯, ૧૮, ૧૫, ૧૨, ૪ અને ૮ મા અધ્યાયના શ્લોકો લઈ સાતમો અધ્યાય પુરો કર્યો છે. |
| स्वरूप गीता नाम | ८ मो | ,, | આ આઠમા અધ્યાયમાં ૧ લો શ્લોક ૧૪ મા અધ્યાયનો ૨૧ મો લઇ પછી ૧૬ મા અધ્યાયના ૧ થી ૨૪ સુધીના શ્લોક નાખી આઠમો અધ્યાય પુરો કર્યો છે. |
| साधनत्रय गीता नाम | ९ मो | ,, | ૧૭ મા અધ્યાયના ૨૮ શ્લોકમાંથી ૨૩ મો, ૨૫ મો અને ૨૭ મો શ્લોક કાઢી નાખી બાકીના ૨૫ શ્લોક આ અધ્યાયમાં લીધા છે. |
| माया गीता नाम | १० मो | ,, | ૭, ૧૪, ૧૮, ૧૪, ૩, ૧૪ આટલા અધ્યાયના ૨૪ શ્લોક લઇ આ દસમો અધ્યાય પુરો કર્યો છે. |
| मोक्ष गीता नाम | ११ मो | ,, | ૮, ૧૬, ૧૪, ૧, ૧૬, ૧૮, ૧૪ અને ૮ મા અધ્યાયના મળી ચોવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| ब्रह्मस्वरूप गीता नाम | १२ मो | ,, | ૧૧, ૭, ૧૧, ૧૦, ૧૮ અને ૮ મા અધ્યાયના શ્લોકો લઈ આ ૪૦ શ્લોકનો બારમો અધ્યાય કર્યો છે તેમાં શ્રી કૃષ્ણના ૨૪ શ્લોક છે. |
| ब्रह्मविभूति गीता नाम | १३ मो | ,, | આમાં દસમા અધ્યાયના ૨૦ શ્લોકો આડા અવળા લીધા છે. તે ઊપરાંત ૧૫ મા, ૧૪ મા અને ૮ મા અધ્યાયના ૬ શ્લોક લીધા છે. |
| प्राणायाम गीता नाम | १४ मो | ,, | આમાં બે અર્જુનના અને ચોવીશ શ્રીકૃષ્ણના ૬ ઠ્ઠા અધ્યાયના આડા અવળા લીધા છે. |
| परात्म गीता नाम | १५ मो | ,, | આમાં ૧૪, ૧૫, ૧૩, ૯, ૫, ૯, ૧૫, ૨, ૧૮, ૩ અને ૧૫ મા અધ્યાયના મળી ૨૪ શ્લોક લીધા છે. |
| अक्षर गीता नाम | १६ मो | ,, | આમાં ૮ મા અધ્યાયના ૧૫ શ્લોક અને ૨ જા, ૫ મા અને ૭ મા અધ્યાયના ૧૦ મળી છવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| राजविद्यो गीता नाम | १७ मो | ,, | આમાં ૯, ૫, ૧૨ અને ૫ મા અધ્યાયના શ્લોક લઈ ચોવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |

| | | | |
|---|---|---|---|
| परमहंस गीता नाम | १८ मो | ,, | આમાં ૨, ૧૪, ૧૮, ૨, ૩ અને ૨ જા અધ્યાયના શ્લોક લઈ ચોવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| संन्यास गीता नाम | १९ मो | ,, | આમાં ૫, ૬, ૧૮ અને ૩ જા અધ્યાયના શ્લોક લઈ પચીસ શ્લોકનો અધ્યાય કરેલ છે. |
| आत्म गीता नाम | २० मो | ,, | આમાં ૧૦, ૧૮, ૨, ૧૩ ના મળી ૯ શ્લોક લીધા પછી ૧૦ શ્લોક ઉદ્યોગ પર્વના ૪૨ મા અને ૪૬ મા અધ્યાયના આડા અવળા લીધા પછી ગીતાના ૩, ૬, ૪, ૧૩ અને ૫ મા અધ્યાયના મળી ૬ શ્લોક લઈ પચીસ શ્લોકનો અધ્યાય પુરો કર્યો છે. |
| प्रकृति गीता नाम | २१ मो | ,, | આમાં ૧૪, ૭, ૨, ૩, ૧૫. ૨, ૧૮ અને ૧૩ મા અધ્યાયના મળી પચીસ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| कर्म गीता नाम | २२ मो | ,, | આમાં ૩, ૧૩, ૨, ૬, ૨, ૪, ૧૮, ૨, ૩, ૧૭, ૩ અને ૪ થા અધ્યાયના મળી પચીસ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| भक्ति गीता नाम | २३ मो | ,, | આમાં ૧૨, ૭, ૯, ૧૨, ૩ અને ૧૮ મા અધ્યાયના તથા બે શ્લોક બહારના ક્યાંકના લઈ ચોવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| ज्ञान गीता नाम | २४ मो | ,, | આમાં ૧૮, ૪, ૧૮, ૩, ૯, ૧૦, ૬, ૪, ૨, ૬, ૪, ૯ અને ૧૧ મા અધ્યાયના શ્લોક લઈ ચોવીશ શ્લોકનો અધ્યાય કર્યો છે. |
| योग गीता नाम | २५ मो | ,, | આમાં ૧૮, ૧૧, ૨, ૪, ૫, ૬, ૭, ૮, ૧૦, ૯, ૧૭ અને ૧૮ મા અધ્યાયના શ્લોકો લઈ પચીસ શ્લોકનો આ અધ્યાય કર્યો છે. |
| ब्रह्मस्तुतिर्नाम | २६ मो | ,, | આમાં ૧૧, ૯, ૧૨, ૪, ૭, ૩, ૨, ૧૮, ૪, ૧૮, ૧૫, ૧૮, ૧૦, ૧૧ અને ૧૮ મા અધ્યાયના મળી ૪૬ શ્લોક લીધા છે અને ૨૫ શ્લોક બહારના ક્યાંકના નાખી ૭૮ શ્લોકનો છવીશમો અધ્યાય પુરો કરેલ છે. |



# ॥ शुद्धिपत्रकम् ॥

| अध्यायः | श्लोकः | अशुद्ध | शुद्ध | पंक्तिः |
|---|---|---|---|---|
| १ | १ | दृष्ट्वा | दृष्ट्वा | ११ |
| १ | ११ | अयनेषु च | अयनेषु तु | ४ |
| १ | ११ | भीष्ममेवा | भीष्ममेवा | ५ |
| १ | २० | धार्तराष्ट्रान् | धार्तराष्ट्रान् | २२ |
| १ | २६ | श्वसुरान् | श्वशुरान् | १० |
| १ | २९ | स्रंसते | स्रंसते | १६ |
| १ | ३४ | श्वसुरान् | श्वशुरान् | २५ |
| १ |  | इती | इति | २५ |
| २ | ५ | त्वर्थकामस्तु | त्वर्थकामास्तु | १६ |
| २ | ७ | धम सम्मूढ | धर्मसम्मूढ | १९ |
| २ | ७ | यच्छ्रेय : | यच्छ्रेयः | २० |
| २ | ९ | पतमुक्त्वा | पवमुक्त्वा | २४ |
| २ | ११ | समवेक्ष्य | समवेक्ष्य | ४ |
| २ | १३ | नेमे | नामी | ७ |
| २ | १९ | वितथाः | वितथैः | २० |
| २ | २१ | य येव | य पनं | २३ |
| २ | २७ | नानुशोचितु | नानुशोचितु | ११ |
| २ | २९ | जातस्य हि ध्रुवो | जातस्य हि ध्रुवं | १४ |
| २ | २९ | न त्वं | नात्र | १५ |
| २ | ३३ | युद्धाच्छेयो | युद्धाच्छ्रेयो | २३ |
| २ | ३७ | येषां च त्वं | पषां च त्वं | ३ |
| २ | ३७ | वुद्धिरेकाव | वुद्धिरेकैव | १४ |
| २ | ४५ | भोगेश्वर्य | भोगैश्वर्य | १९ |
| २ | ६० | तस्य प्रज्ञा प्रतिष्ठिता | स्थिरप्रज्ञस्तदोच्यते ॥ | २३ |
| २ | ६४ | तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ | स्थिरप्रज्ञस्तदोच्यते ॥ | ३ |
| ३ | २ | व्यामिश्रेणेव | व्यामिश्रेणैव | १६ |
| ३ | ८ | कर्म | कर्म | ४ |
| ३ | १६ | मोघ | मोघं | २१ |
| ३ | २० | ससिद्धि | संसिद्धि | २८ |
| ३ | २३ | वत्मा | वर्त्मा | ७ |
| ३ | २३ | मनुष्या | मनुष्याः | ७ |

प्रथमाध्यायस्य ७ मं श्लोके अंतिमचरणे काश्मीरी गीतायामिदमस्ति ॥ सैन्ये महति ये सर्वे नेतारः शूरसंमताः ॥ इति

| अध्यायः | श्लोकः | अशुद्धं | शुद्धं | पंक्तिः |
|---|---|---|---|---|
| ३ | ३१ | मतमिदं | मतमिमं | १२ |
| ३ | ३२ | नानुऽवर्तन्ति | नाऽनुवर्तन्ति | १४ |
| ३ | ३२ | वनष्टान् | विनष्टान् | २५ |
| ३ | ३८ | पव सूक्ष्म: | पप सूक्ष्मः | १२ |
| ३ | ४४ | दुष्पूरणोनलेन | दुष्पूरेणानलेन | २५ |
| ३ | ४७ | मुच्यते | मुच्यते | ५ |
| ३ | ५० | बुद्धेयः | बुद्धेर्यः | ११ |
| ४ | १ | मनये | मनवे | १९ |
| ४ | ५ | चाजुन | चार्जुन | ३ |
| ४ | १५ | पूर्वेरपि | पूर्वैरपि | २३ |
| ४ | २५ | गतसंगस्य | अयं श्लोकस्त्याज्यः २३ तमोऽयमेव | |
| ४ | ४५ | छित्वेव | छित्वैवं | २९ |
| ५ | १ | यच्छ्रेयान् | यच्छ्रेय | ६ |
| ५ | " | पतयोरेकरतन्मे | पतयोरेकं तन्मे | ६ |
| ५ | २ | निश्रेयस | निःश्रेयस | ८ |
| ५ | २ | तयोस्तु | तयोस्तु | ९ |
| ५ | ३ | नित्य | नित्य | १० |
| ५ | ७ | कुर्वेतपि | कुर्वन्नपि | १९ |
| ५ | ११ | रिन्द्रियेरपि | रिन्द्रियैरपि | २६ |
| ५ | २४ | विमोचनात् | विमोक्षणात् | २६ |
| ५ | २७ | सर्वेतो | अभितो | ५ |
| ५ | २८ | नासाभ्यतर | नासाभ्यंतर | ७ |
| ५ | २९ | भयक्रोधो | भयद्वेषो | ९ |
| ५ | अंते | इती | इति | १२ |
| ६ | १ | सन्यासी | संन्यासी | १७ |
| ६ | ४ | कमस्वनुपज्जति | कर्मस्वनुपज्जते | २७ |
| ६ | ५ | नात्मान | नात्मान | २९ |
| ६ | ६ | अजितात्मन | अनात्मन | ३२ |
| ६ | ७ | सपा मतिः | समा मतिः | २ |
| ६ | १२ | नात्युच्छितं | नात्युच्छ्रितं | १३ |
| ६ | १४ | समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थितः॥ | समकायशिरोग्रीवं धारयन्नचलः स्थिरः॥ | १६ |
| ६ | १५ | मच्चितो | मच्चित्तो | १९ |
| ६ | २१ | नात्मानं | नात्मानं | ३ |

| अध्यायः | श्लोकः | अशुद्धं | शुद्धं | पंक्तिः |
|---|---|---|---|---|
| ६ | २२ | स्थितश्चलति | स्थितश्च्यवति | ५ |
| ६ | २५ | विनियम्म | विनियम्य | ११ |
| ६ | ३१ | मृत्युमत्त्येति | मृत्युमत्येति | २३ |
| ६ | ३३ | ज्ञाननिर्मथनाभ्यासात्पापं दहति पूरुषः ॥ आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ॥ ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ | ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ॥ ज्ञाननिर्मथनाभ्यासात्पापं दहति पूरुषः ॥ | २६-२७-२८ |
| ६ | ४३ | अनेक चित्तो विभ्रान्तो | अनेकचित्तोऽविभ्रान्तो | २३ |
| ६ | ४४ | भयविभ्रंशार्च्छिन्नाभ्रमिव | भयविभ्रष्टच्छिन्नाभ्र इव | २५ |
| ६ | ४७ | पुण्यकृतांल्लोकानुषित्वा | पुण्यकृतां लोकानुषित्वा | ५ |
| ६ | ४७ | योगभ्रष्टा | योगभ्रष्टो | ६ |
| ६ | ४९ | बुद्धिसयोग | बुद्धिसंयोगं | ८ |
| ६ | ४९ | पौर्वेदैहिकम् | पौर्वदेहिकम् | ९ |
| ६ | ४९ | संसिद्धौ | सिद्धये | १० |
| ६ | ५२ | कर्मिभ्यश्चाधिवो | कर्मिभ्यश्चाधिको | १६ |
| ७ | ६ | सर्वाणीत्यप | सर्वाणीत्युप | ६ |
| ७ | ७ | नान्यत | नान्यत् | ८ |
| ७ | ११ | बलवतामस्मि | बलवतां चाहं | १६ |
| ७ | १४ | मायामतितरंति ते | मायामेतां तरन्ति ते | २३ |
| ७ | १६ | सुकृतिनः सदाः | सुकृतिनोऽर्जुन | २६ |
| ७ | १८ | मामेवाऽनुत्तमां | ममैवाऽनुत्तमां | ३ |
| ७ | २१ | श्रद्धयाचितुमि | श्रद्धयार्चितुमि | ८ |
| ७ | २१ | तस्याऽचलां | तस्याऽचलां | ९ |
| ७ | २१ | सिद्धमतास्तथा | यान्ति सिद्धमता | १२ |
| ७ | ३० | जरामर मोक्षाय | जरामरणमोक्षाय | २५ |
| ८ | ३ | कर्मसंज्ञितः | कर्मसंज्ञितम् | ११ |
| ८ | ९ | पुरुपमुपति | पुरुषमुपैति | २३ |
| ८ | ११ | युक्तो | युतो | २६ |
| ८ | १३ | स्वं | त्यं | ५ |
| ८ | १४ | स्वं | स्यं | ७ |
| ८ | १७ | माप्नायते | प्राप्नोयते | १२ |
| ८ | २१ | वोद्भ्यं | वेद्भ्यं | १५ |
| ८ | २१ | मामुपेत्य | मामुपेत्य | १ |

| अध्यायः | श्लोकः | अशुद्ध | शुद्ध | पंक्तिः |
|---|---|---|---|---|
| ८ | ३० | भूतपामः | भूतग्रामः | १० |
| ८ | ३८ | शुक्लकृष्णे गवी | शुक्लकृष्णगती | २५ |
| ८ | ४० | तपःसु | तपःसु | २९ |
| ९ | ८ | कल्यक्षये | कल्पक्षये | २० |
| ९ | ९ | भूतग्राममिमं | भूतग्राममिदं | २२ |
| ९ | १० | निवघ्नति | निवघ्नन्ति | २३ |
| ९ | १५ | यतमताः | दृढमताः | ६ |
| ९ | २३ | अनन्याश्चिन्तयन्तो | अनन्याश्च विरक्ता | २२ |
| ९ | ३६ | लोकमिम | लोकमिमं | २१ |
| ९ | ३७ | मामैवैष्यसि | मामेवैष्यसि | २३ |
| १० | ५ | प्रथग्विधाः | पृथग्विधाः | १४ |
| १० | ९ | मच्चिता | मच्चित्ता | २१ |
| १० | १४ | भगवान् | भगवन् | ८ |
| १० | १६ | वक्तुमर्हस्य | वक्तुमर्हस्य | ११ |
| १० | १६ | विभूतिरात्मनः | विभूतीरात्मनः | ११ |
| १० | १८ | श्रण्वता | शृण्वते | १६ |
| १० | १९ | हन्तते | हन्त ते | १८ |
| १० | २५ | भृगुरह | भृगुरहं | २ |
| १० | २७ | ऐरावतं | ऐरावणं | ७ |
| १० | २८ | आयुधातामहं | आयुधानामहं | ८ |
| १० | ३६ | तेजस्तेजस्वि | तेजस्तेजस्वि | २४ |
| १० | ४० | मम दिव्यानां | मुमदिव्यानां | ४ |
| १० | ४१ | यावगच्छ त्वं | यावगच्छेस्त्वं | ७ |
| १० | ४२ | ज्ञानेन | ज्ञातेन | ८ |
| ११ | १ | मदनुपहाय | मदनुग्रहाय | १५ |
| ११ | ५ | भक्तवत्सलः | भक्तवत्सल | २३ |
| ११ | ९ | शक्यसे | शक्यसि | ३ |
| ११ | ९ | योगमैश्वरम | योगमैश्वरम् | ६ |
| ११ | १० | दर्शयामाम | दर्शयामास | ९ |
| ११ | ११ | मेकाद्भूत | मेकाद्भुत | १० |
| ११ | १३ | मवेतुपद | मवेद्युगपद | १५ |
| ११ | १४ | तत्रैकस्थं | तत्रैकस्थं | १७ |
| ११ | २१ | द्यावापृथिव्यो | द्यावापृथिव्यो | ४ |
| ११ | २१ | दृष्ट्वाऽद्भूतं | दृष्ट्वाऽद्भुतं | ५ |
| ११ | २२ | पुष्कलांभि | पुष्कलाभिः | ७ |
| ११ | २३ | विश्वेऽविती | विश्वेऽश्विनौ | ८ |

| अध्यायः | श्लोकः | अशुद्धं | शुद्धं | पंक्तिः |
|---|---|---|---|---|
| ११ | २७ | धृतरास्ट्रस्य | धृतराष्ट्रस्य | १६ |
| ११ | ३२ | तर्थेव | तथैव | २६ |
| ११ | ३३ | तेजेभि | तेजोभि | २८ |
| ११ | ३३ | विष्णो | विष्णोः | २८ |
| ११ | ३४ | आख्यादि | आख्याहि | २ |
| ११ | ३६ | प्रवृद्धान् | प्रवृद्धो | ७ |
| ११ | ३८ | लोकचोरान् | वीरयोघान् | ११ |
| ११ | ३९ | वचन | वचनं | १४ |
| ११ | ४१ | कस्माचैते | कस्माच्च ते | १९ |
| ११ | ४५ | दृश्यतेऽविन्त्य | दृश्यतेऽचिन्त्य | २७ |
| ११ | ४८ | प्रभाव | प्रभावः | ७ |
| ११ | ४९ | मृत्युः | मृत्युः | ९ |
| ११ | ५० | पूर्वे ऋपयः | पूर्वा ऋपयः | १० |
| ११ | ५० | कर्ता जगत स्व | कर्ता जगतस्त्व | ११ |
| ११ | ५७ | घोरमुग्रं | घोरमीदृङ् | २५ |
| ११ | ५९ | दृष्ट्वेद | दृष्ट्वेदं | ३ |
| ११ | ५९ | सचेता | सचेताः | ४ |
| १२ | ३ | सर्वत्रगमचिन्त्यं | सर्वत्रगमचिन्त्यं | २४ |
| १२ | १६ | उदासिनो | उदासीनो | २० |
| १२ | २० | श्वद्दधाना | श्रद्दधाना | २९ |
| १३ | ४ | यत्स्वभावश्च | यत्प्रभावश्च | १२ |
| १३ | १४ | पाणिपादं तं | पाणिपादंतं | ४ |
| १३ | १७ | विभक्तेषु | च भूतेषु | १० |
| १३ | १७ | प्रसिष्णु | प्रसिष्णु | ११ |
| १३ | १८ | ज्ञानज्ञेयं | ज्ञानं ज्ञेयं | १३ |
| १३ | १८ | विष्ठितम् | वेष्ठितम् | १३ |
| १३ | १९ | एतत् | इति | १४ |
| १३ | ३३ | चिगुर्णत्वात् | निर्मलत्वात् | १४ |
| १४ | २ | ज्ञानसुपाश्रित्य | ज्ञानमुपाश्रित्य | २ |
| १४ | १० | स त्वं | सत्त्वं | १८ |
| १४ | १२ | भरतर्पभ | कुरुनन्दन | २३ |
| १४ | १५ | प्रलोनस्तमसि | तमसि लीनास्तु | २९ |
| १४ | १७ | प्रमादमोहो | प्रमादमोहौ | ५ |
| १४ | १८ | सत्त्वस्था | सत्त्वेन | ६ |
| १४ | १८ | अजघन्य | जघन्य | ७ |
| १५ | २३ | योऽज्ञः | यो ज्ञः | १९ |

| अध्यायः | श्लोकः | अशुद्धं | शुद्धं | पंक्तिः |
|---|---|---|---|---|
| १५ | ४ | ततः पदं तत्परिमार्गितव्यं। | ततः परं तत्पदं मार्गितव्यं॥ | ११ |
| १५ | ४ | गतो | गते | ११ |
| १५ | १० | कामतो चरः | कामतीश्वरः | २३ |
| १५ | १० | गृहीत्वेतानि | गृहीत्वा तानि | २४ |
| १५ | १५ | गामाविश्य | मामाविश्य | ६ |
| १६ | १ | सत्त्वशुद्धि | सत्त्वसंशुद्धि | ५ |
| १६ | ८ | ते | च | १९ |
| १६ | ९ | पतां | पक्षां | २१ |
| १६ | ९ | जगतोऽशुभाः | जगतोऽहिताः | २२ |
| १६ | १० | दम्भलोम | दम्भमान | २३ |
| १६ | १२ | कामभोगार्थान | कामलोभार्थम | २८ |
| १६ | १३ | लब्धमिदं | लब्धमिमं | २ |
| १६ | १४ | भोगी | योगी | ५ |
| १६ | १६ | अनेकश्चित्ता विभ्रान्ता | अनेकचित्तविभ्रान्ता | ८ |
| १७ | १९ | मूढग्रहेण | मूढग्राहेण | १५ |
| १७ | २३ | ब्राह्मणास्तेन | ब्रह्मणा तेन | २४ |
| १८ | १४ | विविधा च | विविधाश्च | १२ |
| १८ | १५ | पञ्चैते | पञ्च ते | १४ |
| १८ | २२ | यत्तु कृत्स्नवदेकस्मिन् | यदकृत्स्नविदेकस्मिन् | २७ |
| १८ | २७ | परिकीर्त्यतेः | परिकीर्त्यते | १० |
| १८ | ३२ | युद्धयते | मन्यते | १९ |
| १८ | ३३ | सा सात्विकी मता | सा पार्थ सात्विकी | २२ |
| १८ | ३५ | मोहमेव | मदमेव | २५ |
| १८ | ३६ | त्रिविधं शृणु मे | शृणु मे त्रिविधं | २७ |
| १८ | ४६ | तमवाचर्य | तमेवाचर्य | २० |
| १८ | ४७ | स्वधर्मे निधनं.. ... | इदं पद्यं प्रमादेनाश्र मुद्रितं | २२ |
| १८ | ५८ | मच्चितः | मच्चित्तः | १६ |
| १८ | ५९ | मच्चितः | मच्चित्तः | १७ |
| १८ | ५९ | अथ चेत्त्वमहंकारं न मोक्ष्यसि विनंक्ष्यसि। | अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि। | १८ |
| १८ | ६० | मिथ्य व व्यवसायस्ते। | मिथ्यैषोव्यवसायस्ते। | २० |
| १८ | ६३ | सिद्धि | शान्ति | २६ |
| १८ | ६५ | दृढमतिस्ततो | दृढमिति ततो | ३ |
| १८ | ६७ | सर्वधर्माम् | सर्वधर्मान् | ६ |
| १८ | ७८ | मद्भूतम् | मद्भुतम् | २ |



## સંવત ૧૯૯૨માં આપેલી અર્પણ પત્રિકા :–

રાજવૈદ્ય જીવરામ કાલિદાસ શાસ્ત્રીયે સને ૧૯૩૬, સંવત ૧૯૯૨ ના અસાડ શુદી ૧૧ ના રોજ પહેલવહેલી આ પ્રાચીન ગીતા મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર અને પાઠભેદોના ગુજરાતી શાસ્ત્રાર્થ સાથે પ્રગટ કરી ત્યારે પોતાનાં માતુશ્રી અમૃત બાને તે અર્પણ કરી હતી. રાજવૈદ્યની ૮ વર્ષની ઉમરે તેઓ સ્વર્ગવાસી થયાં હતાં તે વખતનું હૃદયદ્રાવક સ્મરણ આ કાવ્યમાં દેખાય છે.

---

## બાને ચરણે

### ( શિખરીણી )

વસી મેવાસામાં ઋષિ સમ બધૂં આયુષ ગયું<br>
ઘણી પુત્રી પામ્યાં પણ સુતતણું દીઠૂં ન સુખડૂં ॥<br>
ઘણા દેવો પૂજી સુતસુખ મળ્યું સંતવચને<br>
ઈ થોડા દીનૂં છે ખબર જ હતી સંતમુખથી ॥ ૧ ॥

થતી ગાંડી ઘેલી મુખડું દિકરાનું નિરખતી<br>
સુતી ખાતી પીતી હરતિ ફરતી કામ કરતી ॥<br>
લઈ હૈયે ચાંપી ક્ષણ પણ ન રેઢો ય મુકતી<br>
ગઈ સ્વર્ગે બા તું કરિ રજળતો આઠ વરસે ॥ ૨ ॥

છ માસે તો બાપૂ પણ તજી ગયા બાળ સુતને<br>
ભળાવ્યો તેં કેને તુજ હૃદય શૂં નિર્દય થયું ॥<br>
હડી કાઢી બાઢી કહી વળગતો હું તુજ ગળે<br>
ચડી ખોળે હેતે મુખ મલકતું જોઇશ કિયાં ॥ ૩ ॥

કહી 'મારા વાલા' બથ લઈ બકી કોણ ભરશે<br>
'ગમા દૂં આ આવી' ઝટપટ 'શું બોલવછ' કહી ॥<br>
'મરી જાઉં તારા પરથિ' વચનો કોણ વદશે<br>
બધૂં શૂં તું ભૂલી ગઈ ઘડિકમાં ચાલતિ થઈ ॥ ૪ ॥

ભરી બેડું, ભારી ખડનિ લઈ આવીશ દમણાં<br>
ઘણી હોશે રાંધી મલપતિ જમાડીશ હરખે ॥<br>
મને ગીતો ગાતી હસતિ સુવરાવીશ પડખે<br>
ધરી એવી આશા નજર કરિ વાટૂં નિરખતો ॥ ૫ ॥

ઉઠી વેલી નાતી દળતિ ઘરનાં કામ કરતી
કરી પૂજા દેતી મધુર પરસાદી મુખ વિષે ॥
જરા હું રોતો તો અનહદ થતું દુઃખ તુજને
થયું હેતેં હૈયૂં જનનિ તુજ કાં નિર્દય થયું ॥ ૬ ॥

જનેતા આવીને અબ ઘડિ જ તેડી લઈ મને
દબાવી હૈયામાં ફરિ કદિ ન મૂકી વઈ જશે ॥
બન્યૂં સ્વપ્નું જાણે, ભુખ તરસ ભૂલી જડ થઈ
ઉભો વાટૂં જોતો ખડકિ પર બાને નિરખવા ॥ ૭ ॥

બહૂ ખેંચી આંખ્યું સજડ થઈ મારી ન મટકૂં
અરે બા તો નાવી રૂદન કરિ નીરાશ થઈને ॥
ઢળી જાતો ભોંયેં ભરિ જ હિબકાં ત્યાં સુઇ જતો
અરે બાહુી આવી કહિ ઝબકી જાતો, નહિ કશૂં ॥ ૮ ॥

દુઃખી થાતી બેની વદતિ બહુ વાતૂં ભુલવવા
ઘડી ભૂલી જાતો, વળિ રટણ બાનુ જ કરતો ॥
ઘણાં વાણાં વાયાં ગઢપણ જણાશે પણ છતાં
સંભારી બાહુીને રૂદન કરૂં છું બાળ સરખું ॥ ૯ ॥

છબી હૈયે ધારી તુજ ચરણનું ધ્યાન ધરિને
સમર્પૂં આ ગીતા સ્મરિ જનનિ તારા ચરણને ॥
સદા પામો શાંતિ સુરનગરના નંદન વનેં
ઘણી આશીશું દ્યો નિશ દિન અમી દ્રષ્ટિ કરિનેં ॥૧૦॥

સંવત ૧૯૯૨ના
અશાડ શુદી ૧ મંગળવાર
સને ૧૯૩૬

તારો પુત્ર

# નોંધ

ગીતા ઉપરની ઘણી ખરી સંસ્કૃત ટીકાઓ આવશ્યક્તા પ્રમાણે મેં વાંચી છે તે એ દ્રષ્ટિથી કે ગીતાનો અર્થ, ભાવ, તત્ત્વ હું જે રીતે સમજ્યો છું તેમાં કયો ટીકાકાર કેટલો જુદો પડે છે કે સહમત થાય છે. લો. તિલકની ગીતા શિવાય ગીતા ઉપરનાં હિંદી, ગુજરાતી કે બીજાં ભાષાંતર કે સમશ્લોકી મેં વાંચેલ નથી તે એવી માન્યતાથી કે મૂળમાં, સંસ્કૃત ટીકાઓ કે ભાષ્યોમાં જે સમજી શકાય છે તેથી વિશેષ ભાષાંતરમાં જાણવા સમજવા જેવી વસ્તુ હોવા સંભવ નથી. ગુજરાતીમાં ગીતાનું સમશ્લોકી સંબંધે જાણવામાં હતું પણ એકે સમશ્લોકી મારા વાંચવામાં આવી નહોતી. શ્રી કહાનાલાલ ભાઈ જાનીએ પોતાની સમશ્લોકી ગુજરાતી ગીતા સંવત ૨૦૦૪માં મને મોકલી, મેં પ્રસિદ્ધ કરેલી ગીતામાં છપાયેલા વધુ શ્લોકોને પોતાની હવે પછીની આવૃત્તિમાં ગુંથવા માગણી કરી ત્યારે મેં પહેલવેલી ગુજરાતી સમશ્લોકી ગીતા જોઇ. તેમની **ગીતા માધુરી** ના જુદા જુદા અધ્યાયના ગુજરાતી શ્લોકો મૂળ ગીતા સાથે મેળવી જોતાં કાવ્ય રચનામાં, ભાવમાં કે મૂળશ્લોકના અર્થમાં મને સંતોષ ન થયો, અને ઘણે ઠેકાણે અર્થાંતર, અનુસંધાન ખંડિતતા વગેરે જણાયાં અને ગીતા સમશ્લોકી પ્રજા સામે મુકવાની મને ઈચ્છા થતાં ૧૫ દિવસમાં એ કામ પુરૂં કરી સંવત ૨૦૦૪ની રામનવમીને દિવસે ગીતા ગુર્જરીની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરી. ગીતા સમશ્લોકીની બીજી કૃતિઓ સાથે આને સરખાવવાનું કામ વાંચનારા અને વિદ્વાનોનું છે. આ સમશ્લોકી લખ્યા પછી અને આ કૃતિ પ્રત્યે પ્રજાએ ને વિદ્વાનોએ જે ભાવ બતાવ્યો તે જોતાં મને લાગ્યું કે મારે આ કામ ઘણા વખત પહેલાં કરવાની જરૂર હતી. સંસ્કૃત નહી સમજનારાઓ તથા ગુજરાતી પદ્યમાં રસ ધરાવનારાઓ માટે ગુજરાતી ગદ્ય ટીકા કરતાં વિશેષ મહત્તા પદ્ય ટીકાની છે એમ મને હવે જણાયું છે. આવા ભાષા પદ્ય સાહિત્યથી સંસ્કૃત ઓછું જાણનારી પ્રજામાં ધાર્મિક ભાવના જળવાઈ રહે છે. ધર્મમાં દ્રઢ રાખનારૂં ધાર્મિક સાધન ભાષા કાવ્ય છે. તેમ વિવિધ પ્રકારનાં સંસ્કૃત સાહિત્યનો સ્વાદ, સંસ્કૃત નહિ જાણનારા કે જાણનારા સૌ આ રીતે લઈ શકે છે.

આ સમશ્લોકી ગીતા પ્રસિદ્ધ થયા પછી હું જોઈ શકયો છું કે ભાષા કાવ્ય સંસ્કૃત નહી જાણનારાને, બોધ જ્ઞાન આપનારાં અને સંસ્કૃતજ્ઞોને આનંદ આપનારાં નિવડે છે.

આ સમશ્લોકી વાંચનારે નીચેની સૂચનાઓ ખ્યાલમાં રાખવી.

મૂળશ્લોકમાં જે શબ્દ, વિભક્તિ, કર્તા, કર્મ કે ક્રિયાપદ જે રીતે વપરાણાં છે જે ભાવ ધ્વનિ કે શુદ્ધ અર્થ નીકળે છે તે પ્રમાણે કવિતામાં ઉતારવાની તથા સંસ્કૃત શબ્દો કવિતામાં અશુદ્ધ રૂપે બનતાં સુધી ન ઉચ્ચારવા પડે તેવી કાળજી રાખી છે.

શ્લોકાર્થ ગમે તેવો માણસ સરલતાથી સમજી શકે અને તેનો અર્થ પદ્ય વાંચતાંની સાથે જ હૃદયમાં ઉતરી જાય તેવી સાવચેતી રાખી છે.

ભાષા દરેક શહેરનો કે ગામડાનો માણસ સમજી શકે તેવી સરલ અને પ્રચલિત વાપરી છે. જુદા જુદા ટીકાકારોયે સાંપ્રદાયિક ભાવનાથી ગમે તે રીતે અર્થ ઘટાવ્યા હોય પણ ઉપસ્થિત પ્રસંગને અનુસરી અર્જુનને શ્રીકૃષ્ણ જે કહેવા માગે છે તે લક્ષ્યમાં રાખીને વ્યાકરણ તત્ત્વજ્ઞાની ધર્મશાસ્ત્રની અને પ્રસંગની દ્રષ્ટિથી શું અર્થ થવો જોઈએ તેનો ઉંડો વિચાર કરી વસ્તુતઃ જે ખરો અર્થ મને લાગ્યો છે તે સ્વીકાર્યો છે.

લગભગ ૨૭૫ પાઠભેદ અને ૪૫ વધુ શ્લોક કાશ્મીરી અને ભોજપત્રી ગીતામાં મળીને પ્રાપ્ત થયેલ છે. તે બધાનો આમાં સમાવેશ કર્યો છે. છંદના મેળ માટે સંસ્કૃત શબ્દોના હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના હ્રસ્વનો ઘણે ભાગે સ્વીકાર કરેલ નથી. તેમ પ્રાસ મેળવવા માટે મહાન્ ભગવાન્ જેવા શબ્દોના અર્ધા ન્ ને આખા ગણી છંદની અને શબ્દોની અશુદ્ધિ પણ મોટે ભાગે સ્વીકારી નથી.

ગુજરાતી શબ્દોમાં છંદ મેળ માટે હ્રસ્વ દીર્ઘમાં ફેરફાર કે બીજા લૌકિક પ્રચલિત શબ્દો સ્વીકારેલ છે. ઘણે ભાગે તે તે શબ્દો બન્ને સ્વરૂપે ગુજરાતી ગદ્ય પદ્યમાં ચાલી શકે છે.

જેમઃ—નથિ–નથી, મદે મદમાં મદયુક્ત મદથી, દંભે–દંભથી, જન્ય, માન્ય, કયું કહ્યું. સાંભળ્ય સાંભળ, કયો કહ્યો, થાવ–થાઓ, નૈ–નંઈ નહિ, મને મનવડે મનથી વગેરે ગુજરાતી ઘણા શબ્દો પદ્યમાં તો ખાસ કરી બન્ને રૂપમાં વપરાય છે. સંબોધનમાં કેટલેક ઠેકાણે પ્રથમાનું એક વચન જાણી જોઈને વાપર્યું છે કારણ તે ભાવવાહી અને રોચક લાગે છે. ગુજરાતી ભાષામાં સંબોધનમાં પ્રથમાનું એક વચન ઘણે ભાગે વપરાય છે જેમકે હે ભગવાન્ વગેરે.

કેટલેક ઠેકાણે છંદ પ્રાસમાં સાક્ષરી શબ્દો મુકવાથી છંદોભંગ થાતો ન હોતો છતાં લૌકિક શબ્દો હેતુપૂર્વક ગોઠવ્યા છે. જેમકે રયા–રહ્યા, કયો–કહ્યો, જમ્ય-જમ. માન્ય-માન, મુનિયો–મુનિઓ ગોપિયું–ગોપિઓ, તેં'યેં–ત્યારે વગેરે આવા શબ્દો મુકવાનું બીજું કારણ શહેર અને ગામડામાં બધે વ્યવહારમાં સામાન્ય છે.

ગુજરાતીમાં દૃષ્ટિ નો દૃ અને દ બેઈ સરખા જેવા છપાય છે તેથી દૃષ્ટિ શબ્દ દ્રષ્ટિ આવો જાણી જોઇને છાપ્યો છે પાદપૂર્તિ માટે ય કે જ જેવા અક્ષરોનો ઉપયોગ કયાંક કર્યો છે પણ ઘણે ઠેકાણે તો સંસ્કૃત एव શબ્દના અર્થમાં જ અક્ષર વાપર્યો છે કે જ્યાં મૂળ શ્લોકમાં જે વસ્તુ ઉપર કર્તાયે ભાર મુકયો છે. तु एव च વગેરે પ્રત્યય ના અર્થ શ્લોકમાં જે વસ્તુ સાથે સંબંધ ધરાવે છે, તેને પાદપૂર્તિ માટે જતા કર્યા નથી કે જરૂર ન હોય કે તે નાખવાથી અર્થાંતર થાતું હોય ત્યાં નહિ નાખવાની સાવધાની રાખી છે.

જે જે શાસ્ત્રીય શબ્દો જેમ કે અવ્યય યુક્તાત્મા નિષ્કલ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ પ્રરા પર વગેરે શબ્દો કે જેના અર્થ કરતાં સમશ્લોકી નો વિસ્તાર થાય તેવા શબ્દો એમના એમ રાખ્યા છે.

આ ગીતા કંઠસ્થ કે નિત્યપાઠ કરનારને સુગમ પડે અને એક પ્રકારની ધાર્મિક ભાવના જાગૃત રહે એ દ્રષ્ટિથી अर्जुन उवाच, भगवान् उवाच એ શબ્દ એના એ રાખ્યા છે અને અધ્યાયનો પ્રારંભ અને સમાપ્તિ પણ સંસ્કૃત રાખેલ છે.

પ્રસંગ પરત્વે શબ્દોના અર્થ કરવા માટે શાસ્ત્રીય રીતે ચર્ચા કરી એક વાતને આગળ પાછળનો સંબંધ કે મેળ મેળવી સિદ્ધ કરવાથી ઘણો વિસ્તાર થઇ જાય. સને ૧૯૩૬ માં મે છપાવેલી ગુજરાતી ગીતામાં પાઠભેદને સમજાવતાં ગુજરાતીનાં ૨૦૦ પાનાં અને અંગ્રેજીનાં ૧૧૩ પાનાં થયાં હતાં. એટલે તેવા શબ્દોના વિવેચનમાં કે પ્રસંગ પરત્વે ઉપસ્થિત થતા પ્રશ્ન પ્રત્યુત્તરમાં ઉતરતાં આ પુસ્તકનો ઘણો વિસ્તાર થઈ જાય તેમ તે ચર્ચા સમશ્લોકી વાંચનારાને જરૂરની નથી. તેથી પાઠભેદ વગેરેની ચર્ચા આમા આપી નથી.

૧ લા અધ્યાયના દશમા શ્લોકમાં अपर्याप्त અને पर्याप्त શબ્દ સૈન્યના વિશેષણ રૂપે વપરાણા છે, અને તેનો સ્પષ્ટ અર્થ વિશાળ અને નાનું એવા છે ત્યારે अपर्याप्त નો અર્થ નજીવી ન ગણવા જેવી અને पर्याप्त

જોઈએ તેટલી આવો અર્થ કેટલાકે ગુજરાતી સમશ્લોકીમાં કરેલ છે. આ અર્થ ખોટો છે. કૌરવોની ૧૧ અને પાંડવોની ૭ અક્ષૌહિણી સેના હતી. એટલે કૌરવોની સેના મોટી અને પાંડવોની નાની છે એતો ઉઘાડી વાત છે, છતાં દુર્યોધન પોતાની સેનાને નાની-નજીવી કેમ કહી શકે? વળી લડાઈની તૈયારી વખતે રાજા ઉઠીને પોતાના અગ્રગણ્ય યોધાને પોતાની સેના મોટી છતાં માલ વિનાની કે નાની કહી ઉત્સાહભંગ શા માટે કરે? આ ઠેકાણે મેં તેનો અર્થ અમર્યાદ અને મર્યાદિત કર્યો છે. આ એક દાખલો, એટલા માટે દઉ છું કે આવા ઉપસ્થિત થતા પ્રશ્નોની ચર્ચા કરતાં વિસ્તાર ઘણો થઈ જાય માટે પુસ્તકમાં આપેલ નથી.

ગીતા એ ઉપનિષદોને અનુસરતું જ્ઞાન હોવાથી તેના શ્લોકોના છંદ વૃત્તમાં વિચિત્ર આકર્ષક આર્ષ પ્રયોગો છે. ઉપનિષદો પ્રમાણે એક જ શ્લોકમાં બબ્બે વૃત્તનો સમાવેશ થયેલો છે. ગંભીર વિષય છતાં ભાષાની સરળતા પ્રાસાદિકતા અને ક્રમવાર ચાલ્યો આવતો બોધક સંદર્ભયુક્ત સળંગ પ્રવાહ વેગ એ અને બીજું ઘણું જોતાં તેની અતિ પ્રાચીનતા સિદ્ધ થાય છે. એ બધું જળવાઈ રહે તે ધ્યાનમાં રાખી શ્રી વ્યાસ મુનિની મૂળ ભાવવાહી રચના પ્રમાણે જે વૃત્ત જે રીતે મૂળમાં છે તે પ્રમાણે ગુજરાતીમાં ઉતારેલ છે.

સંસ્કૃત સાહિત્યને ગુજરાતી કવિતા રૂપે રચવા પ્રસિદ્ધ કરવા મેં જે ઉપેક્ષા કે ઉદાસીનતા આજ સુધી રાખી છે તેમાં મેં ભુલ કરી છે એમ મને લાગ્યું છે. ગીતાની સમશ્લોકી પ્રજા સન્મુખ મુકવામાં મેં ૧૩ વર્ષનો વિલંબ કર્યો છે. એમ મને લાગે છે ત્યાર પછી મેઘદૂત, સૌંદર્ય લહરી, ચંડીપાઠ, રઘુવંશ, કુમાર, કિરાત નૈષધ, માઘ કાવ્યના કેટલાક સર્ગો અને એકાદ સંસ્કૃત નાટક વગેરેને ગુજરાતી સમશ્લોકીમાં મેં ઉતાર્યાં છે. રસશાળાના કામ માટે રોકાતા આહીના છાપખાનાની પરાધીનતાને લઇ તે છપાવી શકાયાં નથી.

જેની માતૃભાષા ગુજરાતી કે કાઠીઆવાડી છે એવા સંસ્કૃતના પ્રખર વિદ્વાનોને મારી પ્રાર્થના છે કે વિશાળ વિવિધ વિષયોથી સંસ્કૃત સાહિત્ય ભરપૂર છે તેનો લાભ સંસ્કૃત ન જાણનારી પ્રજા લઈ શકે અને ગુજરાતી ભાષા વધુ પુષ્ટ થાય એ માટે દરેક સંસ્કૃતના વિદ્વાને પોતાની જીવન યાત્રામાં બને તેટલાં સંસ્કૃત ગ્રન્થોને ગુજરાતી પદ્યાત્મક કરવાની પ્રતિજ્ઞા કરે.

ઉતાવળને લઇ પ્રુફ સુધારવામાં ભુલ્યો રહી ગઈ છે તો શુદ્ધિપત્રક પ્રમાણે આ આખી ગીતા સુધારી લીધા પછી પાઠ કરવા કે વાંચવા ભલામણ છે.

આ રીતે આજે પ્રજાની સેવામાં ગુજરાતી ગીતા ગુર્જરીની બીજી આવૃતિ રજુ કરૂં છું પહેલી આવૃતિની કવિતામાં કેટલેક ઠેકાણે સુધારો વધારો કરેલ છે.

શ્રી ચરણતીર્થ
(રસેશાચાર્ય શ્રી ચરણતીર્થ મહારાજ)
(પૂર્વાશ્રમ--રાજવૈદ્ય જી. કા. શાસ્ત્રી)

ગોંડળ સંવત ૨૦૦૮
વૈશાખ શુદી ૧૫ શુક્રવાર

# ॥ अथ श्रीमद् भगवद्गीता पाठक्रमः ॥

ॐ अस्य श्रीमद् भगवद् गीता माला मंत्रस्य भगवान् वेदव्यास ऋषिः । अनुष्टुप् छंदः । श्री कृष्णो देवता । अशोच्यानन्वशोचंस्त्वं प्रज्ञा-वादांश्च भाषसे इति बीजं । सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज इति शक्तिः । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः इति कीलकं । मम आत्मनः सकुटुंबिनः कल्याणार्थे जपे विनियोगः ।

## ॥ अथ करन्यासः ॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः । इति अंगुष्ठाभ्यां नमः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः । इति तर्जनीभ्यां स्वाहा ।
अच्छेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च । इति मध्यमाभ्यां वषट् ।
नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः । इति अनामिकाभ्यां हूं ।
पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रशः । इति कनिष्ठिकाभ्यां वौषट् ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च । इति करतल करपृष्ठाभ्यां फट् ।

## ॥ अथ हृदयादि न्यासः ॥

पश्यादित्यान् वसून् रुद्रान् अश्विनौ मरुतस्तथा । इति हृदयाय नमः ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि पांडव । इति शिरसे स्वाहा ।
इहैकस्थं जगत् कृत्स्नं पश्याद्य सचराचरं । इति शिखायै वषट् ।
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि । इति कवचाय हूं ।
नच मां शक्ष्यसि द्रष्टुमनेनैव स्वचक्षुषा । इति नेत्र त्रयाय वौषट् ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरं । इति अस्त्राय फट् ।

## अथ ध्यानं ।

पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारते ।
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मम्ब त्वामनुसन्दधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

प्रपन्न पारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ५ ॥

भीष्मद्रोणतटा जयद्रथजला गान्धारनीलोत्पला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी
सोत्तीर्णा खलु पाण्डवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥

पाराशर्यवचःसरोजममलं गीतार्थगन्धोत्कटं
नानाख्यानककेसरं हरिकथासम्बोधनाबोधितम् ।
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपङ्कजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ८ ॥

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

## । अथ ध्यानं ।

બોધી અર્જુનને સ્વયં હિ ભગવાન શ્રી કૃષ્ણ નારાયણેં ।
વ્યાસેં જે રચિ છે પુરાણમુનિયે મધ્યે મહાભારતેં ॥
અદ્વૈતામૃત વર્ષિણી ભગવતી અડ્ઢાર અધ્યાયની ।
હે ગીતા જનની સ્મરૂં સતત હું સંસારને તારતી ॥ ૧ ॥

પ્રણામ હે વ્યાસ અગાધ બુદ્ધે । ચક્ષૂ ખિલ્યાં પંકજ પુષ્પ જેવાં ॥
તમે મહાભારત તેલ પૂર્યો । સદ્ જ્ઞાન દીવો અચળ પ્રજાળ્યો ॥ ૨ ॥

શરણાર્થી પારિજાત અંકૂશ યષ્ટિ હાથમાં ॥
ગીતા સુધાને દોનાર જ્ઞાની શ્રી કૃષ્ણને નમઃ ॥ ૩ ॥

બધી ઉપનિષદ્ ગાયું દોનાર ગોપનંદન ॥
વત્સ પાર્થ, સુધી ભોક્તા, ગીતામૃત જ દૂધ છે ॥ ૪ ॥

વસુદેવપુત્ર દેવ કંસચાણુર નાશન ॥
દેવકી હર્ષદાતાને વંદું કૃષ્ણ જગદ્ગુરુ ॥ ૫ ॥

ભીષ્મ દ્રોણ તટા જયદ્રથ જળા, કાળમીંઢ છે શાકુની ।
શલ્યેં ઝૂડવતી કૃપેં જ વહતી પૂરાળિ કર્ણે કરી ॥
અશ્વસ્થામ વિકર્ણ ઘોર મધર્યું, લેઢાળિ દુર્યોધને ।
તાર્યા પાંડુ સુતો જ એ રણનદી તારા બન્યા કેશવ ॥ ૬ ॥

વેદવ્યાસ તણાં ઉદાત્ત વચનો ગીતાર્થ સૌગધ્ય જે ।
નાનાખ્યાનક કેસરૂં, હરિકથાઓથી જ ખીલેલ જે ॥
વિશ્વેં સજ્જનભૃંગ સંધયિ સદા પીવાતું જે હર્ષથી ।
કલ્યાણું કળિદોષ નાશક કરો શ્રી ભારત પંકજ ॥ ૭ ॥

કરે વાચાળ મૂંગાને ઠેકાવે પ્હાડ પંગુને ॥
જેની કૃપા, વંદું તેને પ માનંદ કૃષ્ણને ॥ ૮ ॥

બ્રહ્મા વારુણ ઇંદ્ર રુદ્ર મરૂતો જેને સ્તવે સ્તોત્રથી ।
જેને ગાય જ સામગાન વિવિધેં જે સાંગ વેદો વડે ॥
જેને ધ્યાન પરાયણાત્મ મનથી જોઇ શકે યોગિઓ ।
પામે પાર નહી સુરાસુર ગણો તે દેવને છે નમઃ ॥ ૯ ॥

# गीता माहात्म्यम्।

## पृथ्वी उवाच

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

## विष्णुरुवाच

प्रारब्ध भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वन्ति नलिनीदलमम्बुवत् ॥ ३ ॥

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला गोपिका वाऽपि नारदोद्धवपार्षदैः ॥ ५ ॥

सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ।
यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥ ६ ॥

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रीन् लोकान्पालयाम्यहम् ॥ ७ ॥

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥ ८ ॥

चिदानन्देन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानन्दा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

पाठेऽसमर्थः सम्पूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

## ॥ अथ गीता माहात्म्यं ॥

॥ पृथ्वी उवाच ॥

પરમેશ્વર હે દેવ, વિશુદ્ધ ભક્તિ આપની ॥
પ્રારબ્ધ ભોગવે એને, થાય છે કેમ હે પ્રભો ॥ ૧ ॥

॥ विष्णुः उवाच ॥

પ્રારબ્ધ ભોગવે તોય, ગીતાભ્યાસ પરાયણ ॥
તે મુક્ત તે સુખી લોકે, બંધાય નહિ કર્મથી ॥ ૨ ॥

કરેલાં જે મહાપાપ, ગીતાનું ધ્યાન જે કરે ॥
સ્પર્શે કદી ન તે, જેમ, પાણી કમલપાનને ॥ ૩ ॥

ગીતાનું પુસ્તક જ્યાં છે, જ્યાં તેનો પાઠ થાય છે ॥
ત્યાં વસે સઘળાં તીર્થો, પ્રયાગાદિક પાવન ॥ ૪ ॥

સઘળા ઋષિઓ દેવો, યોગિઓ તેમ પન્નગો ॥
ગોપો ને ગોપિયું પાળા, તથા નારદ ઉદ્ધવ ॥
સહાયક બધા થાય, જ્યાં ગીતા પાઠ થાય છે ॥ ૫ ॥

ચર્ચા શ્રવણ ગીતાનું, તથા પઠન પાઠન ॥
તે સ્થાને નિશ્ચયે નિત્ય, હે પૃથ્વી હું વસું જ છું ॥ ૬ ॥

ગીતાશ્રયે રહું, મારૂં, ગીતા છે ઘર ઉત્તમ ॥
ગીતાના જ્ઞાનને આશ્રે, પાળું છું ત્રણ લોકને ॥ ૭ ॥

ગીતા મારી પરા વિદ્યા, બ્રહ્મરૂપી ન સંશય ॥
અર્ધમાત્રાક્ષરા નિત્યા, અનિર્વાચ્ય પદાત્મિકા ॥ ૮ ॥

શ્રીકૃષ્ણે સચ્ચિદાનંદે, સ્વમુખે કહિ પાર્થને ॥
વેદત્રયી પરાનંદ, તત્ત્વાર્થ જ્ઞાનયુક્ત જે ॥ ૯ ॥

ભણે અઢાર અધ્યાય, રોજ જે સ્થિર ચિત્તથી ॥
પામે છે જ્ઞાનની સિદ્ધિ, પછી પામે પરંપદ ॥ ૧૦ ॥

અર્ધપાઠ કરે, પૂર્ણ, પાઠમાં જે અશક્ત છે ॥
તેથી ગૌદાનનું પુણ્ય, પામે એમાં ન સંશય ॥ ૧૧ ॥

त्रिभागं पठमानस्तु गङ्गास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वन्तरं वसुन्धरे ॥१४॥

गीतायाः श्लोकदशकं सप्त पञ्च चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥

चन्द्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुण्ठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहान्ते परमं पदम् ॥१९॥

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥२०॥

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥२१॥

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमुत्तमाम् ॥२२॥

सूत उवाच

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥२३॥

છ અધ્યાય ભણે તેને, ગંગાસ્નાન મળે ફળ ॥
ત્રણ અધ્યાયના પાઠેં, ફળ છે સોમયાગનું, ॥ ૧૨ ॥
એક અધ્યાય હંમેશાં, નિત્ય જે ભક્તિથી ભણે ॥
રુદ્રલોક મેળવીને, ગણ થૈ નેં વસે ઘણું ॥ ૧૩ ॥
યથાશક્તિ ભણે ગીતા, રોજ સજ્જન જે જન ॥
તે મન્વંતર પર્યંત, મનુષ્ય જન્મ મેળવે ॥ ૧૪ ॥
દશ શ્લોક જ ગીતાના, પાંચ કે સાત ચાર જ ॥
બે ત્રણ એક કે અર્ધો, જે ભણે શ્લોક માનવ ॥ ૧૫ ॥
ચંદ્ર લોક મેળવે છે, વર્ષ દસ હજાર તે ॥
ગીતાનો પાઠ કરતો, મરે, જન્મે મનુષ્યમાં ॥ ૧૬ ॥
કરી અભ્યાસ ગીતાનો, પામે ઉત્તમ મોક્ષને ॥
ગીતા ઉચ્ચાર સાથે જે, મરે સદ્ગતિ મેળવે ॥ ૧૭ ॥
સુણે જે અર્થ ગીતાના, મહાપાપી છતાંય તે ॥
વૈકુંઠ લોક પામે છે, વિષ્ણુ સાથે જ તે રમે ॥ ૧૮ ॥
ગીતાર્થ ચિંતવે નિત્ય, ભલે કામ ઘણાં કરે ॥
જીવતાં મુક્ત તે જાણો, અંતે પામે પરં પદ ॥ ૧૯ ॥
જનકાદિક રાજાઓ, ગીતાના આશ્રયે ઘણા ॥
પાપમુક્ત થઇ લોકે ગાયા, પામ્યા પરંપદ ॥ ૨૦ ॥
ભણ્યા વિના જ માહાત્મ્ય, ગીતાનો પાઠ જે કરે ॥
થાય નિષ્ફળ તે પાઠ, શ્રમરૂપ કહેલ છે ॥ ૨૧ ॥
પાઠ માહાત્મ્યની સાથે, ગીતાનો જન જે કરે ॥
ગીતાનું ફળ પામે છે, ગતિ દુર્લભ લોકની ॥ ૨૨ ॥

॥ સુત ઉવાચ ॥

આ મેં માહાત્મ્ય, ગીતાનું કહ્યું છે જે સનાતન ॥
ગીતાના પાઠની પૂર્વે, અંતે છે ફળ વાંચતાં ॥ ૨૩ ॥

॥ इति श्री वाराहपुराणे गीतामाहात्म्यं ॥



# ॥ अनुक्रमणिका ॥

# ॥श्रीमद् भगवद् गीता॥

॥ भोजपत्री भगवद् गीता ॥

॥ प्रथमोऽध्यायः १ ॥

ॐ नमः ॥ श्री गणेशाय नमः ॥ श्री शारदायै नमः ॥

श्री ब्रह्मविष्णुमहेश्वरेभ्यो नमः ॥

अथ श्री भगवद् गीताप्रारंभः ॥ ॐ नमः ।

धृतराष्ट्र उवाच

धर्मक्षेत्रे कुरुक्षेत्रे सर्वक्षत्रसमागमे ॥
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥१॥

संजय उवाच

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥
पश्यतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ॥
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥
अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ॥
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ॥
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ॥
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥
अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ॥
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥
सैन्ये महति ये सर्वे नेतारः परसंमताः ॥७॥
भवान्भीष्मश्च कर्णश्च कृपः शल्यो जयद्रथः ॥
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिश्च वीर्यवान् ॥८॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ॥
नानाशस्त्रप्रहरणा नानायुद्धविशारदाः ॥९॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

॥ भोजपत्री भगवद् गीता ॥

॥ પહેલો અધ્યાય ૧ ॥

ॐ नमः श्री गणेशाय नमः ॥ श्री शारदायै नमः ॥

श्री ब्रह्मविष्णुमहेश्वरेभ्यो नमः ॥

अथ श्री भगवद् गीता प्रारभः ॥ ॐ नमः ।

॥ धृतराष्ट्र उवाच ॥

ધર્મરૂપ કુરુ ક્ષેત્રે જ્યાં મળ્યા છે બધા નૃપો ॥
મારાને પાંડુ પુત્રોયે કહે સંજય શું કર્યું ॥ ૧ ॥

॥ संजय उवाच ॥

ત્યારે દુર્યોધને જોઇ સજ્જ પાંડવ સૈન્યને ॥
જઇ દ્રોણાચાર્ય પાસે બોલ્યો વચન ભૂપતિ ॥ ૨ ॥
હે ગુરૂ પાંડુ પુત્રોની મોટી સેના જુઓ તમે ॥
તમારા બુદ્ધિમાન્ શિષ્યે રચી દ્રુપદના સુતે ॥ ૩ ॥
મોટા ધનુર્ધરો શૂરા સરખા ભીમ અર્જુન ॥
યુયુધાન ને વિરાટ રાજા દ્રુપદ શૂર છે ॥ ૪ ॥
ધૃષ્ટકેતુ ચેકિતાન કાશીરાજા પરાક્રમી ॥
પુરુજીત્ ને કુંતિભોજ શૈબ્ય ને નરપુંગવ ॥ ૫ ॥
વિક્રાંત ને યુધામન્યુ ઉત્તમૌજા બળાઢ્ય છે ॥
અભિમન્યુ દ્રૌપદીના પાંચે પુત્રો મહારથી ॥ ૬ ॥
અમારા સૈન્યમાં જે જે સેનાનાયક શૂર છે ॥
સાંભળો હે દ્વિજશ્રેષ્ટ કહું છું સર્વ જાણવા ॥
મોટી સેના વિષે સર્વે નેતાઓ શૂરમાન્ય જે ॥ ૭ ॥
તમે ભીષ્મ અને કર્ણ કૃપ શલ્ય જયદ્રથ ॥
અશ્વત્થામા ને વિકર્ણ સોમદત્તિ પરાક્રમી ॥ ૮ ॥
શૂરા ઘણાયે બીજા છે માથાં મૂકી રણે ચડ્યા ॥
બધા વિવિધ શસ્ત્રોના ધારનારા તથા રણે ॥
તેઓ વિવિધ યુદ્ધોના જાણનારા બધાય છે ॥ ૯ ॥

જ્યાં જ્યાં ઉપરમે ચિત્ત, રોકેલું યોગમાર્ગથી ॥
જ્યાં આત્માથી સ્વઆત્માને સંતુષ્ટ જોઈ આત્મમાં ॥૨૧॥
બુદ્ધિ ગ્રાહ્ય ઇંદ્રિયુંથી પર જે સુખ છે ઘણું ॥
જ્યાં રહીને જ જાણે છે તત્ત્વથી ચળતો નથી ॥૨૨॥
આ લાભ મેળવી બીજો, અદકો માનતો નથી ॥
જ્યાં રહેલો મહાદુખે કદી તે ચળતો નથી ॥૨૩॥
દુઃખ નાશક તે જાણો પ્રસિદ્ધ વિયોગ યોગ નામથી ॥
તે નિશ્ચે જોડવો યોગ, દ્રઢના યુક્ત ચિત્તથી ॥૨૪॥
સંકલ્પથી થયેલા જે, સઘળા કામને તજી ॥
મનથી ઇંદ્રિયો સર્વે, બધેથી વશમાં કરી ॥૨૫॥
ધીમે ધીમે શાંત થાય, ધારણા યુક્ત બુદ્ધિથી ॥
પરોવી મન આત્મામાં બીજું કાંઈ ન ચિંતવે ॥૨૬॥
જ્યાં જ્યાંથી બ્હાર નિકળે, મન અસ્થિર ચચળ ॥
ખેંચી ત્યાં ત્યાં થકી તેને, પોતામાં કરવું વશ ॥૨૭॥
એ શાંત મનના યોગીને મળે સુખ ઉત્તમ ॥
રજોગુણ વિનાનુ ને, નિર્દોષ બ્રહ્મ રૂપ જે ॥૨૮॥
આત્માને જોડતો એમ, જે યોગી વશ ચિત્તનો ॥
સુખેથી બ્રહ્મનો યોગ, પામે છે નિશ્ચયે જ તે ॥૨૯॥
તે બ્રહ્મા શિવ ને ઇંદ્ર, તે છે પરમ અક્ષર ॥
તે વિષ્ણુ પ્રાણુ છે તે જ, કાળાગ્નિ ચંદ્રમા જ તે ॥૩૦॥
થયેલું ને થવાનું જે, વિશ્વ તે છે સનાતન ॥
તરે જાણી મૃત્યુને એ બીજો માર્ગ ન મુક્તિનો ॥૩૧॥
પોતામાં સર્વભૂતો ને, પોતાને સર્વભૂતમાં ॥
જોતો પરબ્રહ્મ પામે, નહિ બીજા ઉપાયથી ॥૩૨॥
કરી અરણિ આત્માને, ઓંકાર ઉત્તરારણિ ॥
જ્ઞાન નિર્મંથનાભ્યાસે, બાળે છે સિદ્ધ પાપને ॥
જુવે છે યોગયુક્તાત્મા બધેય સમદ્રષ્ટિથી ॥૩૩॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३४॥
यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ॥
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥३५॥
सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ॥
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३६॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ॥
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३७॥

अर्जुन उवाच

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ॥
एतस्याहं न पश्यामि चंचलत्वात् स्थितिं स्थिराम् ॥३८॥
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ॥
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३९॥

श्री भगवानुवाच

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ॥
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥४०॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ॥
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥४१॥

अर्जुन उवाच

अयतः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ॥
लिप्समानः सतां मार्गं प्रमूढो ब्रह्मणः पथि ॥४२॥
अनेकचित्तो विभ्रान्तो मोहस्यैव वशंगतः ॥
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥४३॥
कच्चिन्नोभयविभ्रंशश्छिन्नाभ्रमिव नश्यति ॥
अप्रतिष्ठो महाबाहो विनाशं वाऽधिगच्छति ॥४४॥
एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ॥
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥४५॥

જુવે છે સર્વ મારામાં, જુવે છે જે બધે મને ॥
નથી હું દૂર તેનાથી, મારાથી દૂર તે નથી ॥૩૪॥

સઘળાં પ્રાણિયોને જે, પોતામાં જ જુવે સદા ॥
પોતાને સર્વ ભૂતોમાં, ન પછી જાણવાપણુ ॥૩૫॥

રહેલા સર્વભૂતોમાં, એકતાથી ભજે મને ॥
ગમે ત્યાં તે વસે તોય, મારામાં તે વસે સદા ॥૩૬॥

આત્મા પેઠે જ બીજાને, ગણે જે સુખદુ:ખને ॥
સમાન ભાવથી તે જ, શ્રેષ્ઠ યોગી ગણાય છે ॥૩૭॥

॥ अर्जुन उवाच ॥

તમે આ જે કહ્યો યોગ, સામ્યથી મધુસૂદન ॥
નથી ચંચળતાથી હું, જાણું એની સ્થિતિ સ્થિર ॥૩૮॥

ચળ મંથનકારી ને, બળૂકું દ્રઢ છે મન ॥
તેનો નિગ્રહ માનું છુ, બાંધવો જેમ વાયુને ॥૩૯॥

॥ श्री भगवान् उवाच ॥

ન થાય વશ એવુ એ, અવશ્ય ચળ ચિત્ત છે ॥
વશ થાય જ અભ્યાસેં, વૈરાગ્યેં અથવા મન ॥૪૦॥

આત્મા વશ નથી જેને, યોગ અપ્રાપ્ય છે સદા ॥
વશ્યાત્માને પ્રયત્નેંથી, મળે યોગ ઉપાયથી ॥૪૧॥

॥ अर्जुन उवाच ॥

અલ્પ પ્રયત્ન શ્રદ્ધાળુ, યોગથી ચળ ચિત્તને ॥
બ્રહ્મનો માર્ગ ભુલેલો, સંતોનો માર્ગ ઈચ્છતો ॥૪૨॥

વ્યગ્રચિત્ત સ્થૈર્યહીન, થયેલો મોહને વશ ॥
ન પામી યોગની સિદ્ધિ, પામે છે તે કઈ ગતિ ॥૪૩॥

તે બન્ને લોકથી ભ્રષ્ટ, ન પામ્યો સ્થિરતા જ જે ॥
વાયુથી વાદળાં જેમ, શુ પામે નાશ તે જન ॥૪૪॥

મારા સંશયને કાપો, સંપૂર્ણ રીતથી પ્રભો ॥
આ સંશય મટાડે જે, નથી બીજો તમોવિના ॥૪૫॥

॥ श्री भगवानुवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ॥
नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ॥४६॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४७॥
अथवा योगिनामेव जायते धीमतां कुले ॥
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४८॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदैहिकम् ॥
ततो भूयोपि यतते संसिद्धौ कुरुनन्दन ॥४९॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सन् ॥
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥५०॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥५१॥
तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्यश्च मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥५२॥
योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ॥
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥५३॥

इति श्रीभगवद्गीतायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ सप्तमोऽध्यायः ७ ॥

श्री भगवानुवाच

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रितः ॥
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ॥
यज्ज्ञात्वा न पुनः किंचिद् ज्ञातव्यमवशिष्यते ॥२॥
मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

॥ શ્રી ભગવાન્ ઉવાચ ॥

આ લોક પરલોકે વા તેનો નાશ થતો નથી ॥
કલ્યાણ કરતો કોઇ, દુર્ગતિ પામતો નથી ॥૪૬॥
પામીને પુણ્યશાળીના, લોકને ત્યાં રહી ઘણું ॥
યોગભ્રષ્ટ જ જન્મે છે, શુદ્ધ શ્રીમંત ને ગૃહે ॥૪૭॥
લ્યે વા જન્મ યોગિયોના, વિદ્વાનોના કુળો વિષે ॥
મળવો જન્મ આવો તે, ઘણું દુર્લભ માનવું ॥૪૮॥
ત્યાં જન્મી બુદ્ધિનો યોગ, પામે છે પૂર્વ દેહનો ॥
તેથી ફરી કરે યત્ન, યોગની સિદ્ધિ પામવા ॥૪૯॥
આધીન થઈ જોડાય, અભ્યાસેં પૂર્વ જન્મના ॥
જીજ્ઞાસુ યોગનો શબ્દ બ્રહ્મથી પર થાય છે. ॥૫૦॥
પ્રયત્નશીળ યોગી જ, ધોવાયાં પાપ જેહનાં ॥
થઈ સિદ્ધ ઘણા જન્મે, પછી પામે પરા ગતિ ॥૫૧॥
તપસ્વીથી શ્રેષ્ઠ યોગી, જ્ઞાનીથી પણ ઉત્તમ ॥
કર્મીઓથી શ્રેષ્ઠ યોગી, માટે યોગી જ તું બન્ય ॥૫૨॥
બધા યોગિજનોમાંના, મારામાં મન રાખિને ॥
ગણવો તે ઘણો પાત્ર, શ્રદ્ધાળુ જે મને ભજે ॥૫૩॥

ॐ इति श्रीमद् भगवद्गीतायां ध्यानयोग ब्रह्मप्राप्तियोगो नाम षष्ठोऽध्यायः संपूर्णः ॥६॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ सप्तमोध्यायः ७ ॥

॥ શ્રી ભગવાન્ ઉવાચ ॥

મારામાં મન આસક્તિ, રાખી જોડાય યોગમાં ॥
બધું નિઃશંક એ જેમ, મને જાણી શકીશ તૂં ॥૧॥
જ્ઞાન વિજ્ઞાન સાથેનું, સંપૂર્ણ કહું છું તને ॥
જે જાણી ન ફરી કાંઈ, રહે છે જાણવાપણું ॥૨॥
સિદ્ધિ માટે કરે કોક, હજારોમાં પ્રયત્ન ને ॥
પ્રયત્નશીળ સિદ્ધોમાં, મને કોક જ ઓળખે ॥૩॥

॥ श्री भगवानुवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ॥
नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ॥४६॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४७॥
अथवा योगिनामेव जायते धीमतां कुले ॥
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४८॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ॥
ततो भूयोपि यतते संसिद्धौ कुरुनन्दन ॥४९॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सन् ॥
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥५०॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्विषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥५१॥
तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्यश्च मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥५२॥
योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ॥
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥५३॥

इति श्रीभगवद्गीतायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ सप्तमोऽध्यायः ७ ॥

श्री भगवानुवाच

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रितः ॥
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ॥
यज्ज्ञात्वा न पुनः किंचिन्न ज्ञातव्यमवशिष्यते ॥२॥
मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, આકાશ, બુદ્ધિ ને મન ॥
અહંકાર, પ્રકૃતિ છે, મારી આઠ પ્રકારની ॥૪॥
તેથી ય જાણ્ય બીજી જ, મારી પ્રકૃતિ છે પરા ॥
જીવરૂપી જ જેનાથી, પ્રવર્તે છે બધું જગત્ ॥૫॥
આનાથી જ બધા પ્રાણી, જાણ્ય ઉત્પન્ન થાય છે ॥
હું છું આ સર્વજગનો, પ્રલયોત્પત્તિકારક ॥૬॥
મારાથી ભિન્ન કાંઈ આ, સમગ્ર વિશ્વમાં નથી ॥
મારામાં આ પરોવાર્યું, પારા દોરા વિષે જ્યમ ॥૭॥
જળમાં રસ રૂપે છું, પ્રભા છું ચંદ્ર સૂર્યમાં ॥
ઓંકાર વેદમાં, શબ્દ આભે, શૌર્ય નરો વિષે ॥૮॥
સુગંધ ભૂમિમાં હું છું, તેજ અગ્નિ વિષે જ હું ॥
જીવનં સર્વભૂતોમાં, તપસ્વિઓ વિષે તપ ॥૯॥
બીજ આ સર્વ ભૂતોનો, મને જાણ્ય સનાતન ॥
બુદ્ધિ હું બુદ્ધિમાનોમાં, તેજ તેજસ્વિઓ વિષે ॥૧૦॥
બળ હું બળવાનોનું, કામ રાગ વિવર્જીત ॥
ધર્માનુસારી છું કામ, સમગ્ર પ્રાણિઓ વિષે ॥૧૧॥
જે જે સાત્વિક ભાવો છે, જે છે રાજસ તામસ ॥
મારાથી તે, ન તેમાં હું, તે મારામાં જ જાણજે ॥૧૨॥
ત્રિગુણાવૃત ભાવોથી, સર્વ મોહિત આ જગત્ ॥
મને નથી જાણતું તે, એનાથી પર અવ્યય ॥૧૩॥
દૈવી ત્રિગુણવાળી આ, મારી માયા દુરત્યયા ॥
મારે જ શરણે આવે, એ માયાને જ તે તરે ॥૧૪॥
ન મારે શરણે આવે, મૂઢો ને દુષ્ટ માણસો ॥
માયાયે જ્ઞાનહીનો એ, પામ્યા આસુર ભાવને ॥૧૫॥
પુણ્યશાળી મને પૂજે, મનુષ્યો ચાર જાતના ॥
ધનાર્થી, દુઃખી, જીજ્ઞાસુ, જ્ઞાનવાન્ ભરતર્ષભ ॥૧૬॥
તેમાં જ્ઞાની નિત્યયુક્ત, દ્રઢભક્તિ વિશેષ છે ॥
જ્ઞાનીને હું બહુ વાલો, તેમ જ્ઞાની મને પ્રિય ॥૧૭॥

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतः ॥
आस्थितः स हि युक्तात्मा मामेवाऽनुत्तमां गतिम् ॥१८॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ॥
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ॥
तस्य तस्याऽचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ॥
लभते च ततः कामान्मयैव विहितान् हि तान् ॥२२॥
अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ॥
देवान्देवयजो यान्ति सिद्धान् सिद्धव्रतास्तथा ॥२३॥
यक्षान्विद्याधरान्यान्ति गन्धर्वांस्तत्परायणाः ॥
भूतान्भूतयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥२४॥
अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ॥
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥२५॥
नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२६॥
वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ॥
भविष्यन्ति च भूतानि मां तु वेद न कश्चन ॥२७॥
इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ॥
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥२८॥
येषां त्वन्तं गतं पापं जनानां पुण्यकर्मणाम् ॥
ते द्वंद्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥२९॥
जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ॥
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥३०॥
साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ॥
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३१॥

इति श्री भगवद्गीतायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

જ્ઞાની મારો જ આત્મા છે, ભક્તો એ શ્રેષ્ઠ છે બધા ॥
યુક્તાત્મા તે રહેલો છે, શ્રેષ્ઠ મારી ગતિ વિષે ॥૧૮॥
અનેક જન્મને અંતે, પામે છે જ્ઞાનવાન્ મને ॥
કૃષ્ણરૂપ જગત્ માને, તે મહાત્મા સુદુર્લભ ॥૧૯॥
અનેક કામના વાળા, પૂજે વિવિધ દેવને ॥
તે તે નિયમ પાળીને, પ્રેરાતા પ્રકૃતી વડે ॥૨૦॥
જે ભક્ત જે જે મૂર્તિને, પૂજે શ્રદ્ધાવડે સદા ॥
તે તે ભક્તતણી શ્રદ્ધા, કરૂં છું અચળ સ્થિર ॥૨૧॥
તે શ્રદ્ધાયુક્ત એ ભક્ત, તેની આરાધના કરે ॥
તેથી તે મેળવે લાભો, શુભ દીધેલ મેં જ એ ॥૨૨॥
તે અલ્પ બુદ્ધિવાળાનાં, ફળ છે નાશવંત એ ॥
દેવ ભક્તો દેવ પામે, સિદ્ધોને સિદ્ધ સેવકો ॥૨૩॥
પામે છે યક્ષ ગંધર્વ, ને વિદ્યાધર પુજકો ॥
ભૂતપૂજક ભૂતોને, મારા ભક્તો મળે મને ॥૨૪॥
અવ્યક્ત વ્યક્ત પામેલો, માને છે અલ્પ બુદ્ધિઓ ॥
ન જાણતા પરંભાવ મારા અવ્યય ઉત્તમ ॥૨૫॥
વીંટાયો યોગ માયાથી, બધાને હું છતો નથી ॥
અજ અવ્યય હૂં છૂં ઈ, અજ્ઞાની જાણતો નથી ॥૨૬॥
જાણું છું હું થયેલાને, જાણું છું વર્તમાનને ॥
થનારાં પ્રાણિઓને હું, મને કો જાણતો નથી ॥૨૭॥
ઈચ્છા દ્વેષથકી થાતાં દ્વંદ્વ મોહવડે બધાં ॥
સૃષ્ટિમાં પ્રાણિઓ સર્વે પામે સંમોહને તદા ॥૨૮॥
પાપ નષ્ટ થયું જે જે પુણ્યશાળી જનોતણું ॥
જે દ્વંદ્વ મોહથી મુક્ત દ્રઢતાથી ભજે મને ॥૨૯॥
મારે આશ્રયે કરે યત્ન જરા મરણ છૂટવા ॥
અધ્યાત્મ કર્મ અખિલ તે જાણે પૂર્ણ બ્રહ્મને ॥૩૦॥
અધિભૂત અધિદૈવ સાથેનો અધિયજ્ઞની ॥
મને જાણે મૃત્યુકાળે તે યોગીયો જ યોગ્ય છે ॥૩૧॥

॥ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાયાં ધ્યાનયોગ બ્રહ્મપ્રાપ્તિમાર્ગયોગો નામ સપ્તમોઽધ્યાયઃ સંપૂર્ણઃ॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ अष्टमोऽध्यायः ८ ॥

अर्जुन उवाच

किं तद् ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ॥
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ॥
प्रयाण कालेऽपि कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

श्री भगवानुवाच

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ॥
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥
अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ॥
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतांवर ॥४॥
अन्तकालेऽपि मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥
यं यं वाऽपि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ॥
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥६॥
तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ॥
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥
अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ॥
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥८॥
यथा नद्य स्यदमानाः समुद्रे गच्छन्त्यस्तं नामरूपे विहाय ॥
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥९॥
कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ॥
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥१०॥
प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ॥
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥११॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ अष्टमोऽध्यायः ॥

अर्जुन उवाच

શું તે બ્રહ્મ શું અધ્યાત્મ, કર્મ શું પુરુષોત્તમ ॥
અધિભૂત કયું શું છે, અધિદેવાધિયજ્ઞ શું ॥૧॥
કેમ આ વિશ્વમાં શું છે, કહો શું આ શરીરમાં ॥
મૃત્યુકાળે કેમ જાણે, તમને મન નિગ્રહી ॥૨॥

श्री भगवान् उवाच

છે અક્ષર પરબ્રહ્મ, અધ્યાત્મ એ સ્વભાવ છે ॥
જન્માવે ભૂત ભાવોને, તે વિસર્ગ જ કર્મ છે ॥૩॥
અધિભૂત ક્ષરો ભાવ, અધિદૈવત પુરૂષ ॥
આ જ દેહ વિષે હું છું, અધિયજ્ઞ પરંતપ ॥૪॥
કલેવર તજે પ્રાણી, અંતકાળે સ્મરી મને ॥
તે મારા રૂપને પામે, તેમાં શંકા ન જાણવી ॥૫॥
અથવા જે સ્મરી ભાવ, છોડે અન્તે કલેવર ॥
તે ભાવ સહ જોડાઈ, પામે તે તે જ ભાવને ॥૬॥
માટે મને હમેશાં તું, સ્મરતો સ્મરતો લડે ॥
હું માં જોડી ચિત્ત બુદ્ધિ, મને પામીશ નિશ્ચય ॥૭॥
અભ્યાસ યોગ સાથેના, સ્થિર ચિત્તવડે સ્મરે ॥
દિવ્ય પૂરૂષને પામે, જે છે પરમ નામથી ॥૮॥
નદી તણા જેમ ઘણા પ્રવાહો, ભળે સમુદ્રે નામ રૂપાદિ છોડી ॥
છૂટો વિદ્વાન્ નામરૂપાદિથી ને, પરાત્પરં પૂરૂષ દિવ્ય પામે ॥૯॥
કવિઃ પુરાણો શાસિતા વિશ્વનો જે, સ્મરે અણુમાં અણુ રૂપને જે ॥
ધાતા બધાનો જ અચિંત્યરૂપ, આદિત્ય વર્ણો તમથી જે પરો છે ॥૧૦॥
પ્રયાણ કાળે સ્થિર ચિત્તથી જે, ભક્તિ સાથે યોગબળે કરીને ॥
ધારે સમ્યક્ પ્રાણને ભ્રૂકુટીમાં, તે તો દિવ્ય શ્રેષ્ઠ પૂરૂષ પામે ॥૧૧॥

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ॥
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेणाऽभिधास्ये ॥१२॥
यच्च वाचा नाभ्युदितमभ्युद्यते च येन वाक् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१३॥
मनुते यन्न मनसा येनाहुश्च मनोमतम् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१४॥
यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यंति ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१५॥
शृणोति यन्न श्रोत्रेण येन श्रोत्रमिदं श्रुतम् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१६॥
प्राणीति यन्न प्राणेन प्राणः प्राणायते यतः ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१७॥
एतद्ध्येवाक्षरं ब्रह्म एतदेवामृतं परम् ॥
एतदेवाव्ययं ज्ञात्वा यो यदिच्छेत्तदाप्नुयात् ॥१८॥
एतदालंबनं श्रेष्ठमेतदालंबनं परम् ॥
एतदालंबनं ज्ञात्वा प्राप्नोति परमां गतिम् ॥१९॥
सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ॥
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥२०॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥२१॥
तदेतदक्षरं ब्रह्म स प्राणो वाङ् मनश्च सः ॥
तत्सत्यममृतं चैव तद्विद्धि भरतर्षभ ॥२२॥
प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥२३॥
धनुर्गृहीत्वैवमिदं महास्त्रं शरं ह्युपासानिशितं विधाय ॥
आयम्य तद्भावगतेन धीरो लक्ष्यं तदेवाक्षरमित्यवेहि ॥२४॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ॥
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य देहिनः ॥२५॥

જેને કહે અક્ષરઃ વેદ વિજ્ઞો, જેમાં પેસે યતિઓ વીતરાગી ॥
જેને ઇચ્છી બ્રહ્મચર્યો જ પાળે, ટૂંકામાં તે પદ તૂંને કહું છું ॥૧૨॥
વાણીથી ઉદ્‌ભવ્યુ ના જે, વાણી જેના થકી થઈ ॥
તેજ બ્રહ્મ તું જાણય, ઉપાસે છે ન તે જ આ ॥૧૩॥
મનથી જે ન માને છે, જેથી થાય મનોરથો ॥
તેજ બ્રહ્મ તું જાણય, ઉપાસે છે ન તે જ આ ॥૧૪॥
નથી જોતું નેત્રથી જે, જુએ જેથી જ ચક્ષુઓ ॥
તેજ બ્રહ્મ તું જાણય, ઉપાસે છે ન તે જ આ ॥૧૫॥
કાને ન સાંભળે છે જે, જેનાથી કાન સાંભળે ॥
તેજ બ્રહ્મ તું જાણય, ઉપાસે છે ન તે જ આ ॥૧૬॥
પ્રાણીથી જે ન જીવે છે, જીવે પ્રાણી જે થકી ॥
તેજ બ્રહ્મ તું જાણય, ઉપાસે છે ન તે જ આ ॥૧૭॥
એજ છે અક્ષર બ્રહ્મ, એજ છે પરમામૃત ॥
એજ અવ્યય જાણીને, જે ઇચ્છે તે જ મેળવે ॥૧૮॥
આલંબન શ્રેષ્ઠ એ છે, એજ આલંબનં પર ॥
એ આલંબનને જાણી, પામે છે પરમા ગતિ ॥૧૯॥
કરી બંધ બધાં દ્વાર, રોકી મન હૃદા વિષે ॥
મસ્તકે પ્રાણને ધારી, રહી યોગ સમાધિમાં ॥૨૦॥
ઓં એ એકાક્ષર બ્રહ્મ, જપતો સ્મરતો મને ॥
જે દેહને તજી જાય, તે પામે પરમા ગતિ ॥૨૧॥
તે જ એ અક્ષર બ્રહ્મ, પ્રાણ, વાણી જ છે મન ॥
તે સત્ય ને સુધા તે છે, જાણય તું ભરતર્ષભ ॥૨૨॥
ઓં ધનુષ્ય, બાણ આત્મા, બ્રહ્મને લક્ષ્ય ધારિને ॥
વીંધવૂં સાવધાનીથી, બાણવત્ થાય તન્મય ॥૨૩॥
ઓંકાર રૂપી લઇને ધનુષ્ય, ઉપાસના તીક્ષ્ણ શરેં કરીને ॥
આકર્ષિને ભાગવતેં બળિષ્ઠ, તે લક્ષ્ય તે અક્ષરને જ જાણે ॥૨૪॥
રોજ એકાગ્ર ચિત્તથી હમેશાં જે સ્મરે મને ॥
હું તો સુલભ તેને છું, નિત્યયુક્ત મનુષ્યને ॥૨૫॥

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ॥
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेणाऽभिधास्ये ॥१२॥

यच्च वाचा नाभ्युदितमभ्युद्यते च येन वाक् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१३॥

मनुते यन्न मनसा येनाहुश्च मनोमतम् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१४॥

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यंति ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१५॥
शृणोति यन्न श्रोत्रेण येन श्रोत्रमिदं श्रुतम् ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१६॥
प्राणीति यन्न प्राणेन प्राणः प्राणायते यतः ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१७॥
एतद्ध्येवाक्षरं ब्रह्म एतदेवाभृतं परम् ॥
एतदेवाव्ययं ज्ञात्वा यो यदिच्छेत्तदाप्नुयात् ॥१८॥
एतदालंबनं श्रेष्ठमेतदालंबनं परम् ॥
एतदालंबनं ज्ञात्वा प्राप्नोति परमां गतिम् ॥१९॥
सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ॥
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥२०॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥२१॥
तदेतदक्षरं ब्रह्म स प्राणो वाङ् मनश्च सः ॥
तत्सत्यममृतं चैव तद्विद्धि भरतर्षभ ॥२२॥
प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥२३॥
धनुर्गृहीत्वैवमिदं महास्त्रं शरं ह्युपासानिशितं विधाय ॥
आयम्य तद्भावगतेन धीरो लक्ष्यं तदेवाक्षरमित्यवेहि ॥२४॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ॥
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य देहिनः ॥२५॥

જેને કહે અક્ષરઃ વેદ વિજ્ઞો, જેમાં પેસે યતિઓ વીતરાગી ॥
જેને ઇચ્છી બ્રહ્મચર્યો જ પાળે, ટુંકામાં તે પદ તૂંને કહું છુ ॥૧૨॥
વાણીથી ઉદ્ભવ્યુ ના જે, વાણી જેના થકી થઈ ॥
તેજ બ્રહ્મ તુ જાણ્ય, ઉપાસે છે ન તે જ આ ॥૧૩॥
મનથી જે ન માને છે, જેથી થાય મનોરથો ॥
તેજ બ્રહ્મ તું જાણ્ય, ઉપાસે છે ન તે જ આ ॥૧૪॥
નથી જોતુ નેત્રથી જે, જુએ જેથી જ ચક્ષુઓ ॥
તેજ બ્રહ્મ તુ જાણ્ય, ઉપાસે છે ન તે જ આ ॥૧૫॥
કાને ન સાંભળે છે જે, જેનાથી કાન સાંભળે ॥
તેજ બ્રહ્મ તુ જાણ્ય, ઉપાસે છે ન તે જ આ ॥૧૬॥
પ્રાણીથી જે ન જીવે છે, જીવે પ્રાણી જે થકી ॥
તેજ બ્રહ્મ તું જાણ્ય, ઉપાસે છે ન તે જ આ ॥૧૭॥
એજ છે અક્ષર બ્રહ્મ, એજ છે પરમામૃત ॥
એજ અવ્યય જાણીને, જે ઈચ્છે તે જ મેળવે ॥૧૮॥
આલંબન શ્રેષ્ઠ એ છે, એજ આલંબનં પર ॥
એ આલંબનને જાણી, પામે છે પરમા ગતિ ॥૧૯॥
કરી બધ બધાં દ્વાર, રોકી મન હૃદા વિષે ॥
મસ્તકે પ્રાણને ધારી, રહી યોગ સમાધિમાં ॥૨૦॥
ઓં એ એકાક્ષર બ્રહ્મ, જપતો સ્મરતો મને ॥
જે દેહને તજી જાય, તે પામે પરમા ગતિ ॥૨૧॥
તે જ એ અક્ષર બ્રહ્મ, પ્રાણ, વાણી જ છે મન ॥
તે સત્ય ને સુધા તે છે, જાણ્ય તુ ભરતર્ષભ ॥૨૨॥
ઓં ધનુષ્ય, બાણ આત્મા, બ્રહ્મને લક્ષ્ય ધારિને ॥
વીંધવૂં સાવધાનીથી, બાણવત્ થાય તન્મય ॥૨૩॥
ઓંકાર રૂપી લઈને ધનુષ્ય ઉપાસના તીક્ષ્ણ શરે કરીને ॥
આકર્ષિને ભાગવતે બળિષ્ઠ, તે લક્ષ્ય તે અક્ષરને જ જાણે ॥૨૪॥
રોજ એકાગ્ર ચિત્તેથી હમેશાં જે સ્મરે મને ॥
હું તો સુલભ તેને છુ, નિત્યયુક્ત મનુષ્યને ॥૨૫॥

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ॥
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥२६॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥२७॥
सहस्रयुगपर्यन्तमहर्यं ब्रह्मणो विदुः ॥
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥२८॥
अव्यक्ताद् व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ॥
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥२९॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ॥
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥३०॥
परस्तस्मात्तु भावोऽन्यो व्यक्ताऽव्यक्तः सनातनः ॥
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥३१॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥३२॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥
यं प्राप्य न पुनर्जन्म लभन्ते योगिनोऽर्जुन ॥३३॥
यस्यान्तःस्थानि भूतानि यत्र सर्वं प्रतिष्ठितम् ॥३४॥
यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ॥
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भारतर्षभ ॥३५॥
अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥३६॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ॥
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥३७॥
शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ॥
अनयोर्यात्यनावृत्तिमेकयाऽऽवर्ततेऽन्यया ॥३८॥
नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ॥
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥३९॥
वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥४०॥

इति श्री भगवद्गीतायां अष्टमोऽध्याय ॥ ८ ॥

મને પામી ફરી જન્મ, દુઃખદાતા અશાશ્વત ॥
પામે નહિ મહાત્માઓ, પામ્યા જે શ્રેષ્ઠ સિદ્ધિને ॥૨૬॥
બ્રહ્મલોક થકી માંડી, પામે જન્મ ફરી ફરી ॥
મને પામ્યા પછી પાર્થ, ફરી જન્મ થતો નથી ॥૨૭॥
હજાર યુગનો જેઓ જાણે, બ્રહ્માતણો દિન ॥
હજાર યુગની રાત, તે જાણે રાત ને દિન ॥૨૮॥
વ્યક્ત અવ્યક્તથી સર્વે, જન્મે દિવસ આવતાં ॥
નાશ પામે થયે રાત્ર, તે જ અવ્યક્તમાં સદા ॥૨૯॥
પ્રાણી માત્ર બધાં જન્મી, રાતેં પામે બધાં લય ॥
દિવસેં તે ફરી જન્મે, પરાધીન થઈ જગત્ ॥૩૦॥
તેથી બીજો પરંભાવ, વ્યક્તાવ્યક્ત સનાતન ॥
જે સર્વ પ્રાણિના નાશેં, પોતે નષ્ટ થતો નથી ॥૩૧॥
તે છે અક્ષર અવ્યક્ત કહે છે તે પરા ગતિ ॥
જ્યાં જઈ ન ફરે પાછાં, તે મારૂં શ્રેષ્ઠ ધામ છે ॥૩૨॥
તે પાર્થ શ્રેષ્ઠ પુરૂષ, અનન્ય ભક્તિથી મળે ॥
જેને પામી ફરી જન્મ, યોગિઓ પામતા નથી ॥૩૩॥
જેમાં ભૂતો રહેલાં છે, જેમાં વિશ્વ બધું રહ્યું ॥૩૪॥
જે કાળેં મૃત્યુ પામ્યેથી, યોગિઓ ફરિ જન્મને ॥
પામે છે, વા ન પામે છે, તે કાળ કહું છું હવે ॥૩૫॥
અગ્નિ, પ્રકાશ, દી, શુકલ, છ માસ ઉત્તરાયણ ॥
તેમાં મરેલા બ્રહ્મજ્ઞો, પામે છે બ્રહ્મને સદા ॥૩૬॥
ધૂમ્ર રાત્રી કૃષ્ણ પક્ષ, છ માસ દક્ષિણાયન ॥
જ્યોતિ તેમાં ચંદ્રનું છે, જન્મે છે જે મરે યતી ॥૩૭॥
શુકલ કૃષ્ણ ગતી બે છે, વિશ્વની નિત્ય જાણવી ॥
એકમાં ન ફરી જન્મે, બીજીમાં જન્મને ધરે ॥૩૮॥
જાણનારો સૃષ્ટિ આ બે, યોગી મુંઝાય તે નહિ ॥
માટે સિદ્ધ હમેશાં તું, થા યોગયુક્ત અર્જુન ॥૩૯॥
વેદો અને યજ્ઞ વિષે તપોમાં, દાનો વિષે જે ફળ પુણ્યનું છે ॥
તેથી અનેરૂં પદ મેળવે છે, યોગી બધા પુણ્ય થકી વિશેષ ॥૪૦॥

इति श्रीमद् भगवद् गीतायां अक्षर परब्रह्म योग नाम अष्टमोऽध्यायः संपूर्णः ॥८॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ नवमोऽध्यायः ॥

श्री भगवानुवाच

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ॥
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ॥
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ॥
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३॥
मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ॥
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥
यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ॥
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥
एवं हि सर्वभूतेषु चराम्यनभिलक्षितः ॥
भूतप्रकृतिमास्थाय सह चैव विनैव च ॥७॥
सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामकीम् ॥
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥८॥
प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ॥
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥९॥
न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय ॥
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥१०॥
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥११॥
अवजानन्ति मां मूढा मानुषीं तनुमास्थितम् ॥
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥१२॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ नवमोध्यायः ॥

श्री भगवान् उवाच

કહું છું આ ઘણું ગુહ્ય, ઈર્ષા રહિત છો તને ॥
વિજ્ઞાન સહિત જ્ઞાન, જાણી મૂકાશ પાપથી ॥ ૧ ॥
રાજવિદ્યા રાજગુહ્ય, આ ઉત્તમ પવિત્ર છે ॥
પ્રત્યક્ષ ને ધર્મરૂપ, અખંડ કરવા સુખ ॥ ૨ ॥
આ ધર્મમાં અશ્રદ્ધાળુ, પુરૂષો છે પરંતપ ॥
મને ન પામી ભટકે, મૃત્યુ સંસાર માર્ગમાં ॥ ૩ ॥
અવ્યક્ત મૂર્તિરૂપી મેં, વિસ્તર્યું આ જગત્ બધું ॥
મારામાં સર્વ ભૂતો છે, છતાં તેમાંય હું નથી ॥ ૪ ॥
છતાં હુંમાં ન ભૂતો છે જો મારા દિવ્ય યોગને ॥
ભૂતધારી ન ભૂતસ્થ, ભૂતભાવન હું જ છું ॥ ૫ ॥
જેમ આકાશનો વાયુ, હમેશાં વ્યાપ્ત છે બધે ॥
મારામાં સર્વ ભૂતોને, રહેલાં તેમ જાણજે ॥ ૬ ॥
એમ હું સર્વ ભૂતોમાં, ફરૂં છું ગુપ્ત રીતથી ॥
ભૂત પ્રકૃતિ સાથે હું, જોડાઈ, તે વિના પણ ॥ ૭ ॥
કલ્પક્ષયે સર્વભૂતો, મારી પ્રકૃતિમાં ભળે ॥
કલ્પારંભે ફરી તેને, સર્જૂ છું હું જ અર્જુન ॥ ૮ ॥
હું સ્વ પ્રકૃતિ આધારે, સર્જું છું આ ફરી ફરી ॥
પરાધીન પ્રકૃતિથી, સર્વભૂત સમૂહને ॥૯॥
એવા મને બધાં કર્મો, કદાપિ બાંધતાં નથી ॥
બેઠો ઉદાસીન પેઠે, વિરક્ત સર્વ કર્મમાં ॥૧૦॥
પ્રકૃતિ આશ્રયે મારે, જન્માવે સચરાચર ॥
એ કારણ વડે નિત્ય, પ્રવર્તે છે જગત્ બધું ॥૧૧॥
અપમાને મને મૂઢો, જોઈ માનવ દેહમાં ॥
ન જાણતા શ્રેષ્ઠ ભાવ, મારા અવ્યય ઉત્તમ ॥૧૨॥

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ॥
आसुरीं राक्षसीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१३॥

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ॥
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१४॥
सततं कीर्तयन्तश्च यजन्तश्च यतव्रताः ॥
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१५॥

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ॥
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१६॥

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ॥
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१७॥
पिताऽहमस्य जगतो माता धाता पितामहः ॥
वेद्यं पवित्रमोङ्कारोऽथर्व ऋक् साम वै यजुः ॥१८॥
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ॥
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१९॥
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ॥
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥२०॥
त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ॥
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२१॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥२२॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२३॥
येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ॥
तेऽपि मामेव कौन्तेय यजन्ते विधिपूर्वकम् ॥२४॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ॥
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥२५॥
यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ॥
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥२६॥

વ્યર્થ આશા–કામ વિદ્યાવાળા ને ક્ષુદ્ર ચિત્તના ॥
આસુરી રાક્ષસી માયા, મોહિનીમાં પડ્યા જ તે ॥૧૩॥
રહ્યા દૈવી પ્રકૃતિમાં, મહાત્માઓ મને ભજે ॥
મારામાં મનવાળાઓ, જાણી ભૂતાદિ અવ્યય ॥૧૪॥
સ્તુતિ કર્તા યજ્ઞકર્તા, નમતા ભક્તિથી મને ॥
દ્રઢવ્રતો નિત્યયુક્ત, ઉપાસે છે મને સદા ॥૧૫॥
જ્ઞાનયજ્ઞ વડે બીજા, ઉપાસે વિશ્વમુખને ॥
એક રૂપે જુદા રૂપે બહુ રૂપે મને ભજે ॥૧૬॥
હું ક્રતુ, હું જ છું યજ્ઞ, સ્વધા હું, હું જ ઔષધ ॥
મંત્ર હું છુ આજ્ય હું છું, હું અગ્નિ છું અને હવિ ॥૧૭॥
આ વિશ્વનો પિતા હું છું, માતા ધામ પિતામહ ॥
જ્ઞેય ઓંકાર ઋગ્વેદ, યજુઃ સામ અથર્વણ ॥૧૮॥
ગતિ ભર્તા પ્રભુઃ સાક્ષી, નિવાસ શરણં સુહૃત્ ॥
પ્રભવ પ્રલય સ્થાન નિધાન બીજ અવ્યય ॥૧૯॥
તપૂં, થંભાવી રાખું હું, વર્ષાવું વૃષ્ટિને જ હું ॥
હું છું અમૃત ને મૃત્યુ, હું જ છૂં સત્ અને અસત્ ॥૨૦॥
ત્રિવેદજ્ઞા સોમપા પાપમુક્ત, યજ્ઞે પૂજી સ્વર્ગને ઈચ્છતા જે ॥
તે પુણ્ય રૂપી સુર લોક પામી, ત્યાં ભોગવે ઉત્તમ દિવ્ય ભોગ ॥૨૧॥
તેઓ સ્વર્ગે ભોગવી સ્વર્ગભોગ, ક્ષીણે પુણ્યે મૃત્યુલોકે પ્રવેશે ॥
વેદત્રયી ધર્મને એમ પાળે, તેઓ જન્મો મૃત્યુને મેળવે છે ॥૨૨॥
હું માં એકાગ્ર વૈરાગ્યે ભજે છે જે જનો મને ॥
તે બધા નિત્ય ભક્તોનું, કરૂં છું હું જ રક્ષણ ॥૨૩॥
જે અન્ય દેવ ભક્તો છે, યજે છે ભક્તિપૂર્વક ॥
મને તેઓ જ પૂજે છે, વિધિથી એમ જાણવું ॥૨૪॥
હું જ છું સર્વ યજ્ઞોનો ભોક્તા ને પ્રભુરૂપ હું ॥
મને ન તત્વથી જાણે, પડે છે એજ હેતુથી ॥૨૫॥
દેવભક્તો જ દેવોને, પિતરો ને પિતૃવ્રત ॥
ભૂતેષ્ટ પામે ભૂતોને, મારા ભક્તો મળે મને ॥૨૬॥

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ॥
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२७॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥२८॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ॥
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२९॥
अचिंत्यमव्यक्तमनंतरूपं शिवं प्रशांतममृतं ब्रह्मयोनिम् ॥
तमादिमध्यांतविहीनमेकं विभुं चिदानंदमरूपमद्भुतम् ॥३०॥
उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकंठं प्रशांतम् ॥
हृत्पुंडरीके विरजं विशुद्धं संचिंतयेद् ब्रह्मरूपं विशोकम् ॥३१॥
समोऽहं सर्व भूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ॥
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥३२॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३३॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
कौन्तेय प्रतिजानीहि न मद्भक्तः प्रणश्यति ॥३४॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३५॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३६॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३७॥

इति श्री भगवद्गीतायां नवमोऽध्यायः ॥९॥

પત્ર પુષ્પ ફળો પાણી, અર્પે જે ભક્તિથી મને ॥
શુદ્ધાત્માનું ભક્તિ પૂર્વ, આપ્યું સ્વીકારૂં છું સદા ॥૨૭॥
કર્યું જે, જમ્ય, જે હોમ્ય, દાન દે, તપ જે કાર્ય ॥
એ બધું હે કુંતિપુત્ર, મને અર્પણ તૂં કર્ય ॥૨૮॥
શુભાશુભ ફળોથી તૂં, મુકાશ કર્મ બંધથી ॥
સંન્યાસ યોગ યુક્તાત્મા, મને પામીશ મુક્ત તું ॥૨૯॥
અચિંત્ય અવ્યક્ત અનંતરૂપ, શિવ પ્રશાંત અમૃત બ્રહ્મ યોનિ ॥
તે આદિ મધ્યાંત વિહીન અદ્‌ભૂત, વિભુઃ ચિદાનંદ અરૂપ જે છે ॥૩૦॥
ઉમા સહાયઃ પરમેશ્વર પ્રભુ, ત્રિલોચન નીલકંઠ પ્રશાંત ॥
હૃત્પદ્મમાં તે રજહીન શુદ્ધ, વિશોક ને ચિંતવે બ્રહ્મરૂપ ॥૩૧॥
સમ છું સર્વ ભૂતોમાં, ન મને દ્વેષ્ય કે પ્રિય ॥
તેઓમાં હું મારામાં તે, ભક્તિથી જે ભજે મને ॥૩૨॥
ભજે અનન્ય ભાવેથી, દુરાચારી છતાં મને ॥
તે સાધુ જાણવો નિશ્ચે, તે સારો દ્રઢવૃત્તિ છે ॥૩૩॥
તે ધર્માત્મા સદ્ય થાય, પામે તે શાંતિ કાયમી ॥
તું નક્કી જાણજે પાર્થ, ન પામે ભક્ત નાશ તે ॥૩૪॥
મારે આશ્રિત રહ્યાં બીજા, જેઓ અધમ જાતિના ॥
સ્ત્રિઓ વૈશ્યો તથા શૂદ્રો, પામે તે ય પરા ગતિ ॥૩૫॥
પુછવું શું બ્રાહ્મણોનું, ભક્ત રાજર્ષિઓતણું ॥
દુઃખી અનિત્ય સંસાર, પામી ભજ મને સદા ॥૩૬॥
મારામાં મન રાખીને, મારો ભક્ત થઈ સદા ॥
પ્રણામ કરતો નિત્ય, યજતો યજ્ઞથી મને ॥
મને પામીશ આત્માને, મારામાં એમ જોડિને ॥૩૭॥

इति श्रीमद् भगवद् गीतायां अक्षर परब्रह्म योगो नाम नवमोऽध्यायः संपूर्णः ॥९॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ दशमोऽध्यायः १० ॥

श्री भगवानुवाच

भूय एव महाबाहो शृणु मे परमं वचः ॥
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ॥
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ॥
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥४॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ॥
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ॥
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ॥
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

अहं सर्वस्य प्रभव इतः सर्वं प्रवर्तते ॥
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ॥
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति रमयन्ति च ॥९॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ॥
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ॥
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ दशमोऽध्यायः १० ॥

श्री भगवान् उवाच

ફરી પણ મહાબાહો, મારા સદ્ વાક્યને સુણ ॥
પ્રસન્ન ચિત્તનો તું છો, માટે તારા હિતે કહું ॥૧॥

મારી ઉત્પત્તિને દેવો, ન જાણે ન મહર્ષિઓ ॥
આદિ હું છું જ દેવોનો, બધા મહર્ષિઓ તણો ॥૨॥

જાણે અજ અનાદિ જે, જાણે લોક મહેશ્વર ॥
અમોહી તે મનુષ્યોમાં, મુકાય સર્વ પાપથી ॥૩॥

બુદ્ધિ જ્ઞાન અસંમોહ, દમ સત્ય ક્ષમા શમ ॥
સુખ દુઃખ ભવો ભાવ, ભય તેમજ નિર્ભય ॥૪॥

અહિંસા સમતા તુષ્ટિ, તપ દાન તથા યશ ॥
નિંદા એ ભાવ ભૂતોના, મારાથી જ બધા બને ॥૫॥

મહર્ષિઓ સાત પૂર્વે, ચાર જે મનુઓ થયા ॥
થયા મારા જ મનથી, જેઓની આ બધી પ્રજા ॥૬॥

મારી વિભૂતિ ને યોગ, જાણે જે તત્ત્વથી જન ॥
એમાં નથી કશી શંકા, જોડાય સ્થિર યોગથી ॥૭॥

આ સર્વ વિશ્વનો તાત, પ્રવર્તે સર્વ એ થકી ॥
ભાવ સંયુક્ત વિદ્વાનો, એમ માની ભજે મને ॥૮॥

મારામાં ચિત્ત ને પ્રાણ, બોધ દેતા પરસ્પર ॥
નિત્ય મારી કથા કરતા, આનંદી ને રમાડતા ॥૯॥

જોડાયેલા નિત્ય તેઓ, ભજતા પ્રીતિપૂર્વક ॥
આપું તેને બુદ્ધિયોગ, જેથી તેઓ મને મળે ॥૧૦॥

તેઓ પર દયા રાખી, હું જ અજ્ઞાનનું તમ ॥
નાશું છું આત્મ ભાવસ્થ, તેજસ્વી જ્ઞાન દીપથી ॥૧૧॥

अर्जुन उवाच

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ॥
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ॥
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि माम् ॥१३॥
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ॥
न हि ते भगवान् व्यक्तिं विदुर्देवा महर्षयः ॥१४॥
स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ॥
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥
वक्तुमर्हस्यशेषेण विभूतिरात्मनः शुभाः ॥
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥
कथं विद्यामहं योगिंस्त्वामहं परिचिन्तयन् ॥
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥
विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ॥
भूयः कथय तृप्तिर्हि श्रृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

श्री भगवानुवाच

हन्तते कथयिष्यामि विभूतीरात्मनः शुभाः ॥
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९॥
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ॥
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥
आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ॥
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदानां सामवेदोऽहं देवानामस्मि वासवः ॥
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥
रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ॥
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥
पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ॥
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥

अर्जुन उवाच

પરં બ્રહ્મ પરં ધામ, પવિત્ર પરમં તમે ॥
પુરુષ શાશ્વત દિવ્ય આદિદેવ વિભુ અજ ॥૧૨॥
કહે છે ઋષિઓ સર્વે, તમે દેવર્ષિ નારદ ॥
અસિત દેવલ વ્યાસ, કહો છો જ તમે સ્વયં ॥૧૩॥
સાચું તે સર્વ માનું છું, કહો છો જે તમે મને ॥
તમારા રૂપને જાણે, ન દેવો ન મહર્ષિઓ ॥૧૪॥
તે તો તમે જ આત્માથી, સ્વયં જાણી શકો જ છો ॥
ભૂતભાવન ભૂતેશ, દેવદેવ જગત્પતે ॥૧૫॥
કૃપા કરી મને કહેશો શુભ સર્વ વિભૂતિઓ ॥
જે વિભૂતિવડે વ્યાપી, રહ્યા આ લોકમાં તમે ॥૧૬॥
હે યોગી કેમ જાણું હું તમને ચિંતતો થકો ॥
કયા કયા જ ભાવોમાં, તમને ચિંતવું પ્રભો ॥૧૭॥
વિસ્તારથી કહો યોગ, તમારી જે વિભૂતિઓ ॥
ફરી કહો, નથી તૃપ્તિ, તમારા વાક્ય સાંભળી ॥૧૮॥

श्री भगवान् उवाच

કહીશ હું તુને નિશ્ચે, મારી શુભ વિભૂતિઓ ॥
મુખ્ય મુખ્ય કહું તૂને, નથી અંત સવિસ્તરે ॥૧૯॥
આત્મા છું હું જ હે પાર્થ, હૃદામાં સર્વના રહ્યો ॥
હું પ્રાણીમાત્રનો આદિ મધ્ય ને હુંજ અંત છું ॥૨૦॥
આદિત્યોમાં જ હું વિષ્ણુ, જ્યોતિમાં રવિ અંશુમાન્ ॥
મરીચિ મરૂતોમાં છું, નક્ષત્રોમાં જ ચંદ્રમા ॥૨૧॥
વેદોમાં હું સામવેદ, દેવોમાં ઇંદ્ર હું જ છું ॥
મન છું ઇંદ્રિયોમાં હું, ભૂતોમાં હું જ ચેતના ॥૨૨॥
હું છું શંકર રુદ્રોમાં, કુબેર યક્ષરક્ષમાં ॥
વસુઓમાં પાવક હું, મેરુ હું પર્વતો વિષે ॥૨૩॥
પુરોહિતોમાં જે મુખ્ય, મને જાણ્ય બૃહસ્પતિ ॥
સ્કંદ સેનાનિઓમાં હું પ્રવાહોમાં સમુદ્ર હૂં ॥૨૪॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ॥
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥
अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ॥
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥
उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ॥
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥
आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ॥
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥
अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ॥
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥
प्रल्हादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ॥
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥
पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ॥
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ॥३१॥
सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ॥
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥
अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ॥
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ॥
कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥
बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ॥
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥
द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ॥
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥
वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनञ्जयः ॥
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥
दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ॥
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

મહર્ષિઓમાં ભૃગુ હું, ૐ અક્ષર હું વાણિમાં ॥
જપ યજ્ઞ છું યજ્ઞોમાં, સ્થાવરોમાં હિમાલય ॥૨૫॥
પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિમાં જ નારદ ॥
ગંધર્વોમાં ચિત્રરથ, સિદ્ધોમાં કપિલો મુનિ ॥૨૬॥
ઉચ્ચૈઃશ્રવા હું અશ્વોમાં, સમુદ્ર મંથને થયો ॥
ઐરાવત ગજેન્દ્રોમાં, રાજા છું હું મનુષ્યમાં ॥૨૭॥
વજ્ર હું આયુધોમાં છું, ગાયોમાં કામધેનુ હું ॥
સર્પોમાં વાસુકી હું છું, પ્રજોત્પાદક કામ હું ॥૨૮॥
અનંત છું હું નાગોમાં, વરૂણ જળ દેવમાં ॥
નિયામકોમાં યમ હું, પિતરોમાં જ અર્યમા ॥૨૯॥
દૈત્યો વિષે છું પ્રહ્લાદ, કાળ કલનકારમાં ॥
સિંહ છું હણકાઓમાં, પક્ષિઓમાં ગરૂડ હું ॥૩૦॥
વાયુ હું વેગવાળામાં, રામ હું શસ્ત્રધારિમાં ॥
માછલામાં મઘર હું, પ્રવાહોમાં હું જાન્હવી ॥૩૧॥
સૃષ્ટિઓનો આદિ અંત, મધ્ય હું જાણ્ય અર્જુન ॥
અધ્યાત્મ વિદ્યા વિદ્યામાં, વાદ હું વાદિઓ વિષે ॥૩૨॥
અકાર અક્ષરોમાં હું, દ્વંદ્વ હું છું સમાસમાં ॥
કાળ અક્ષય તો હું છું, ધાતા છું સર્વતોમુખ ॥૩૩॥
સર્વનાશક મૃત્યુ હું, હું ઉદ્ભવ ભવિષ્યનો ॥
સ્ત્રિયોની કીર્તિ વાણી શ્રી, સ્મૃતિ મેધા ધૃતિ ક્ષમા ॥૩૪॥
સામ હું સામગાનોમાં, ગાયત્રી છંદમાં જ હું ॥
માર્ગશીર્ષ હું માસોમાં, વસંત ઋતુઓ વિષે ॥૩૫॥
કપટી જનમાં દ્યૂત, તેજ તેજસ્વિઓ વિષે ॥
સત્વ હું સત્ત્વવાનોમાં, જય હું વ્યવસાય હું ॥૩૬॥
વૃષ્ણિઓમાં વાસુદેવ, પાંડવોમાં હું અર્જુન ॥
મુનિઓમાં વ્યાસ હું છું, શુક્ર છું કવિઓ વિષે ॥૩૭॥
દંડ છું દંડકારોમાં, નીતિ છું જીતનારમાં ॥
મૌન હું ગુપ્ત વાતોમાં, જ્ઞાન છું જ્ઞાનવાનમાં ॥૩૮॥

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ॥
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥
नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परन्तप ॥
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥
यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ॥
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥
अथवा बहुनैतेन किं ज्ञानेन तवार्जुन ॥
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

इति श्रीमद्भगवद्गीतायां दशमोऽध्यायः ॥ १० ॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## एकादशोऽध्याय ११ ॥

संजय उवाच

श्रुत्वा श्रीकृष्णवचनं राजन्पार्थोऽब्रवीत्तदा ॥
मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ॥ १ ॥
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ॥ २ ॥
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥
एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ॥ ३ ॥
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥
मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ॥ ४ ॥
योगीश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥
श्रुत्वा पार्थवचः प्राह भगवान्भक्तवत्सलः ॥ ५ ॥

श्री भगवानुवाच

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ६ ॥

જે કાંઈ સર્વ ભૂતોમાં, બીજ છું હું જ અર્જુન ॥
મારા વિનાનું કો ભૂત, નથી ક્યાંય ચરાચર ॥૩૯॥
મારી દિવ્ય વિભૂતીનો, નથી પાર પરંતપ ॥
કહ્યું સામાન્યરૂપે આ, મેં વિભૂતીનું જ વર્ણન ॥૪૦॥
વિભૂતીરૂપ જે સત્વ, શોભા પ્રભાવયુક્ત જે ॥
તે તે બધું જાણ્ય તું જ, મારા તેજે જ ઉદ્ભવ્યું ॥૪૧॥
અથવા બહુ શું કહેવું, તુંને જ્ઞાન વિશેષ આ ॥
એક અંશે વિશ્વ ધારી, વિશ્વમાં હું રહેલ છું ॥૪૨॥

॥ इति श्रीमद् भगवद् गीतायां ध्यानयोग ब्रह्मप्राप्तिमार्ग दर्शनयोग नाम दशमोऽध्यायः संपूर्णः ॥ १० ॥

# ॥ श्रीमद् भगवद् गीता ॥

## ॥ एकादशोध्याय ११ ॥

### संजय उवाच

સાંભળી કૃષ્ણના વેણ, બોલ્યો અર્જુન હે નૃપ ॥
મને કૃપા કરી ગુહ્ય, પરમાધ્યાત્મ જે કહ્યું ॥૧॥
તમારા વચનોથી તે, મારો મોહ બધો ગયો ॥
ભૂતોનો જન્મ ને નાશ, મેં સપૂર્ણ જ સાંભળ્યો ॥૨॥
હે કૃષ્ણ તમ પાસેથી, માહાત્મ્ય દિવ્ય સાંભળ્યું ॥
એમ આ જેમ પોતાને, વર્ણવો છો તમે સ્વયં ॥૩॥
તે રૂપ જોવા ઈચ્છું છું, વિરાટ પુરૂષોત્તમ ॥
લાગે જો તમને શક્ય, તેને જોઈ શકીશ હું ॥૪॥
યોગીશ્વર તમે તો તો, દેખાડો દિવ્ય રૂપને ॥
પાર્થ વાણી સુણી કે છે, ભગવાન્ ભક્તવત્સલ ॥૫॥

### श्री भगवान् उवाच

જો મારાં રૂપ અર્જુન ॥
સેંકડો ને હજારો આ, નાના આકાર વર્ણનાં ॥૬॥
નાના પ્રકારનાં દિવ્ય,

पश्यादित्यान् वसून् रुद्रानश्विनौ मरुतस्तथा ॥
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि पाण्डव ॥७॥
इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ॥
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि ॥८॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ॥
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥९॥

सञ्जय उवाच

एवमुक्त्वा ततो राजन् महायोगीश्वरो हरिः ॥
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥१०॥
अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ॥
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥११॥
दिव्यमाल्यांबरधरं दिव्यगन्धानुलेपनम् ॥
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥१२॥
दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ॥
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१३॥
तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ॥
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१४॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ॥
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१५॥

अर्जुन उवाच

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसङ्घान् ॥
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१६॥
अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ॥
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१७॥
किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ॥
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१८॥
त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१९॥

જો આદિત્ય વસુ, રુદ્ર, અશ્વિનો વાયુઓ તથા ॥
ઘણાં ન પૂર્વે જોયેલાં, આશ્ચર્ય સરખાં જ જો ॥૭॥
આંહીં ભેળું થયું સર્વ, વિશ્વ જો સચરાચર ॥
આજ મારા દેહ માંહી, જોવા જે કાંઈ ઈચ્છશે. ॥૮॥
જોઈ શકીશ નહિ તું, આ તારા નેત્રથી મને ॥
દિવ્ય ચક્ષુ તુને આપું, જો મારા દિવ્ય યોગને ॥૯॥

સંજય ઉવાચ

પછી એમ કહી રાજન, મહાયોગીશ્વરે અહો ॥
દેખાડયું ઐશ્વરી શ્રેષ્ઠ, રૂપ અર્જુનને મહત ॥૧૦॥
અનેક મુખ નેત્રો છે, ઘણાં અદ્ભુત દર્શન ॥
દિવ્ય ભૂષણ સંયુક્ત, સજ્જ આયુધ સંયુત ॥૧૧॥
દિવ્યમાળા વસ્ત્રવાળું, દિવ્યચંદન ચર્ચિત ॥
બધાં આશ્ચર્ય સાથેનું, દિવ્યાનંત ઘણાં મુખું ॥૧૨॥
હજાર સૂર્ય સરખી, નભમાં થાય એકઠી ॥
તેવી કાંતિ મહાત્માની, નિરખી ત્યાં જ અર્જુને ॥૧૩॥
જગત્ બધું મળેલું ત્યાં, વ્હેચાયું રીતથી ઘણી ॥
દેહમાં પાંડવે જોયુ, વિશાળ દેવદેવના ॥૧૪॥
તેથી વિસ્મય પામેલો, રોમાંચયુક્ત અર્જુન ॥
કહે છે હાથ જોડીને, કરી નમન મસ્તકે ॥૧૫॥

અર્જુન ઉવાચ

દેખું છું દેવો તમ દેહ મહિ, તથા બધા ભૂત વિશેષ સંઘ ॥
પદ્મસ્થિત બ્રહ્મ અને ઉમેશ, મહર્ષિઓ સર્વ જ દિવ્ય સર્પો ॥૧૬॥
અનેક બાહુ મુખ નેત્ર પેટ, અનંત રૂપે તમને નિહાળું ॥
ન અંત નો મધ્ય ન તમારું આદિ, જોઉં છું વિશ્વેશ્વર વિશ્વરૂપ ॥૧૭॥
કિરીટ ને ચક્ર ગદા ધારતા ને, તેજોરાશિ કાંતિવાળા તમો છો ॥
જોઉં સઘે જ ન જોઈ શકાતા, દીપ્તાગ્નિ સૂર્ય દ્યુતિ ને અમાપ ॥૧૮॥
તમે પરં અક્ષર જાણવાનું, તમે પરં આ જગના નિધાન્ ॥
તમે અખંડ ને શાશ્વત ધર્મરક્ષી, નિશ્ચે તમે પૂરુષ છો અનાદિ ॥૧૯॥

अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ॥
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥२०॥
द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ॥
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदग् लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२१॥
अमी हि त्वा सुरसङ्घा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ॥
स्वस्तीति चोक्त्वैव महर्षिसङ्घाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभि ॥२२॥
रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ॥
गन्धर्वयक्षासुरसिद्धसङ्घा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२३॥
रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ॥
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२४॥
नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ॥
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥२५॥
दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ॥
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२६॥
अमी सर्वे धृतराष्ट्रस्य पुत्राः सर्वैः सहैवाऽवनिपालसङ्घैः ॥
भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२७॥
वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ॥
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२८॥
नानारूपैः पुरुषैर्बध्यमाना विशंति ते वक्त्रमचिन्त्यरूपम् ॥
यौधिष्ठिरा धार्तराष्ट्राश्च योधाः शस्त्रैः कृत्ता विविधैः सर्व एव ॥२९॥
त्वत्तेजसा विहता नूनमेव तथा हीमे त्वच्छरीरप्रविष्टाः ॥३०॥
यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ॥
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभितो ज्वलन्ति ॥३१॥
यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ॥
तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥३२॥
लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान् समग्रान् वदनैर्ज्वलद्भिः ॥
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३३॥

ન આદિ મધ્યાંત અનંત વીર્ય, અનંત બાહુ શશિ સૂર્ય નેત્ર ॥
પ્રકાશિતાગ્નિ સમ મોઢું જોતું, સ્વતેજથી વિશ્વ તપાવતા જે ॥૨૦॥
આકાશ પૃથ્વી સ્થિત મધ્યભાગ વ્યાપ્યો, તમોથી જ બધી દિશાઓ ॥
જોઈ તમારૂં રૂપ અદ્‌ભૂત ઉગ્ર, ત્રિલોક પીડાય અહો મહાત્મન્ ॥૨૧॥
તમોમાં એ દેવસંઘો પ્રવેશે, બીતા કોઈ હાથ જોડી સ્તવે છે ॥
સ્વસ્તીતિ બોલી જ મહર્ષિસંઘો, સ્તવે ઘણી સ્તુતિઓથી તમોને ॥૨૨॥
રુદ્રો સૂર્યો વસુઓ સાધ્ય દેવો, વિશ્વેદેવો અશ્વિની વાયુ પિતૃ ॥
ગંધર્વ યક્ષો અસુરો સિદ્ધસંઘો, આશ્ચર્યેથી સર્વ જુવે તમોને ॥૨૩॥
ઘણાં મુખોને બહુ નેત્રવાળું, ઘણાં બાહૂ ઊરુવાળું પગાળું ॥
ઘણાં પેટો ડાઢુંથી વિકરાળ, જોઈ લોકો તેમ હું દુઃખપામું ॥૨૪॥
ઘણાં રંગું સ્પર્શતું આભને એ, મોઢું ફાડ્યું દીપ્ત વિશાળ નેત્ર ॥
જોઇ તમોને વ્યથિતાંતરાત્મા, હું નો પામું શાંતિને ધારણાને ॥૨૫॥
મુખો તમારાં વિકરાળ ડાઢનાં, જોઈ જ કાળાનળ તુલ્ય સર્વે ॥
ભુલ્યો દિશાઓ નહિ શાંતિ પામું, પ્રસન્ન થાઓ પ્રભુ વિશ્વવાસ ॥૨૬॥
સર્વે બધા આ ધૃતરાષ્ટ્ર પુત્રો, બધાય ભૂપાલ સમૂહ સાથે ॥
ભીષ્મ દ્રોણ કર્ણરાજા તથા આ, વળી સાથે મુખ્ય જોધા અમારા ॥૨૭॥
ડાઢૂંવડે જ વિકરાળ મોઢાં, પેસે તમારાં સઘળાં ત્વરાથી ॥
કઈ દબાયા અહિં દાંત વચ્ચે, દેખાય છે ચૂર્ણિત મસ્તકોથી ॥૨૮॥
નાનારૂપી લડતા પૂરુષોથી, પેસે તમારા મુખમાં અચિંત્ય ॥
યોધા સર્વે પાંડવો કૌરવોના, નાના શસ્ત્રોથી કપાયા બધા એ ॥૨૯॥
હણાયેલા તેજથી તે તમારા, તેઓ પેઠા દેહમાં સૌ તમારા ॥૩૦॥
ઘણી નદીના જળવેગ જેમ, સમુદ્રમાં સન્મુખ સૌ મળે છે ॥
આ વીર લોકો વપુમાં તમારા, પેસે બધેથી બળતાં મુખોમાં ॥૩૧॥
પતંગિયાઓ બળતા જ અગ્નિમાં, પડે બધાયે મરવા જ વેગથી ॥
લોકો પ્રવેશે જ વિનાશ માટે, વેગે ઘણાયે મુખમાં તમારા ॥૩૨॥
ચાટો આસી ચોતરફે ચડી તમે, લોકો બધાંને બળના મુખોથી ॥
પ્રભાવડે પૂરિ જગત્ બધાને, પ્રભો તપે કાંતિ તમારી ઉગ્ર ॥૩૩॥

आख्यादि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ॥
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३४॥

श्री भगवानुवाच

नारायणोऽहं पुरुषः शिवोहं ब्रह्माऽहमस्मि सकलोहमस्मि ॥
पूर्णोऽहमीशश्च पुरातनोहं हिरण्मयो ज्ञानरूपोऽहमस्मि ॥३५॥

कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धान् लोकान् समाहर्तुमिह प्रवृत्तः ॥
ऋतेऽपि त्वा न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३६॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम् ॥
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३७॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि लोकवीरान् ॥
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान ॥३८॥

सञ्जय उवाच

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ॥
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३९॥

अर्जुन उवाच

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत् प्रहृष्यत्यनुरज्यते च ॥
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥४०॥
कस्माच्चैते न नमेयुर्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ॥
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तः परं यत् ॥४१॥
त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ॥
वेत्तासि वेद्यं परमं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥४२॥
वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ॥
अनादिमानप्रतिमप्रभावः सर्वेश्वरः सर्वमहाविभूते ॥४३॥
नमोनमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमोनमस्ते ॥
नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ॥४४॥
नहि त्वदन्यः कश्चिदस्तीह देव लोकत्रये दृश्यतेऽचिन्त्यकर्मा ॥
अनन्तवीर्यामितविक्रमस्त्वं व्याप्नोषि सर्वं च ततोऽसि सर्वः ॥४५॥

વિકાળ છો કોણ તમો કહો મને, પ્રસન્ન થાઓ પ્રણમુ તમોને ॥
ચાહું વિભો ઓળખવા તમોને, જાણી શકું ના પ્રગતી તમારી ॥૩૪॥

શ્રી ભગવાન્ ઉવાચ

હું શંભુ નારાયણ હું પુરુષ, બ્રહ્મા સ્વયં હું જ સમગ્ર હું છું ॥
હું પૂર્ણ હું ઈશ પુરાતની હું, હિરણ્યમય જ્ઞાનરૂપી જ હુ છુ ॥૩૫॥
હું કાળ લોકક્ષયકૃત્, વધેલા લોકો બધાને ભ્રમવા પ્રવર્ત્યો ॥
વિના તારા કોઈ ના શેષ રેશે, સૈન્યો માંહી સૈનીકો જે ઉભા છે ॥૩૬॥
તું ઉઠ્ય ને મેળવ કિર્તિ સારી, જીતી શત્રુ પામ્ય સમૃદ્ધ રાજ્ય ॥
મ્હેલાંથી મેં આ બધાને હણ્યા છે, થા તું પૃથા પુત્ર નિમિત્ત માત્ર ॥૩૭॥
જયદ્રથ દ્રોણ બળિષ્ઠ ભીષ્મ, કર્ણ તથા અન્ય જ સૈનિકોને ॥
એ મેં હણ્યા તું હણ્ય, મા મુંઝાતો, જીતીશ યુદ્ધે લક્ષ્ય શત્રુઓને ॥૩૮॥

સંજય ઉવાચ

સુણી એવાં વચનો કૃષ્ણકેરાં, જોડી હાથો કંપતો અર્જુન ત્યાં ॥
વંદી પાછો કૃષ્ણને તે કહે છે, બીતો બીતો ગળ્ગળો થૈ નમીને ॥૩૯॥

અર્જુન ઉવાચ

તે યોગ્ય છે જ સ્તુતિથી તમારી, જગત્ બધુંયે હરખે રમે છે ॥
ભાગે દિશામાં ભયભીત રાક્ષસો, સિદ્ધો બધાયે પ્રણમે તમોને ॥૪૦॥
શા માટે આ સૌ નમે ના તમોને, સમર્થ ને બ્રહ્મના આદિકર્તા ॥
અનંત દેવેશ જગન્નિવાસ, તમે વર્ણું સત્ અસત્ થી પરં જ ॥૪૧॥
ત્વં આદિ દેવ પુરુષ પુરાણ નિધાન છો આ જગના તમે જ ॥
વેત્તા અને વેદ્ય પરં સુધામ, ફેલાયું આ વિશ્વ બધું તમોથી ॥૪૨॥
વાયુ યમોગ્નિ વરુણ શશાંક, પ્રજાપતિ છો પ્રપિતામહ સ્વયં ॥
અનાદિમાન્ અપ્રતિમ પ્રભાવ, સર્વેશ્વર સર્વ મહાવિભૂતે ॥૪૩॥
ફરી નમસ્કાર હજારવાર, હોજો ફરી વાર નમો નમસ્તે ॥
વંદિ અને આગળ છે પ્રણામ, બધે તમોને કરૂં સર્વ રૂપ ॥૪૪॥
દેખાયે ના કો તમારા શિવાય, ત્રણે લોકે અન્ય અચિંત્ય કર્મ ॥
અનંતવીર્યેશ અમાપ વિક્રમ, વ્યાપ્યા બધે છો અતઃ સર્વરૂપ ॥૪૫॥

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ॥
अजानता महिमानं तवेमं मया प्रमादात् प्रणयेन वाऽपि ॥४६॥
यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ॥
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४७॥
पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य विश्वस्य गुरुर्गरीयान् ॥
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४८॥
तस्मात् प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ॥
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियस्यार्हसि देव सोढुम् ॥४९॥
दिव्यानि कर्माणि तवाद्भुतानि पूर्वाणि पूर्वे ऋषयः स्मरन्ति ॥
नान्योस्ति कर्ता जगतस्त्वमेको धाता विधाता च विभुर्भवश्च ॥५०॥
तवाद्भुतं किं नु भवेदसह्यं किंवा शक्यं परतः कीर्तयिष्ये ॥
कर्तासि सर्वस्य यतः स्वयं वै विभो ततः सर्वमिदं त्वमेव ॥५१॥
अत्यद्भुतं कर्म न दुष्करं ते कर्मोपमानं न हि विद्यते ते ॥
न ते गुणानां परिमाणमस्ति न तेजसो नापि बलस्य नर्द्धेः ॥५२॥
अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ॥
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥५३॥
किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ॥
तेनैव रूपेण भुजद्वयेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥५४॥

श्री भगवानुवाच

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ॥
तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥५५॥
न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ॥
एवंरूपं शक्यमहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥५६॥
मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमुग्रं ममेदम् ॥
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥५७॥

सञ्जय उवाच

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ॥
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५८॥

માની સખા મેં અવિવેકથી કર્યું, હે કૃષ્ણ હે યાદવ હે સખા એ ॥
અજાણતો મહિમા આ તમારો, પ્રમાદ કે સ્નેહ થકી કદી મેં ॥૪૬॥
જે મશ્કરીથી અપમાન કીધું, સૂતાં બેઠાં જમતાં રમતાં વા ॥
કાં એકલો વા બહુ લોકસામે, માફી તમારી પ્રભુ આજ માગું ॥૪૭॥
પિતા તમે લોક ચરાચરોના, મોટા તમે આ ગુરુ વિશ્વના છો ॥
સમો નથી કો તમથી ન મોટો, ત્રિલોકમાં છો અમિત પ્રભાવ ॥૪૮॥
માટે નમી દેહ નમાવિને હું, રાજી કરું છું તમને મહેશ ॥
પિતા સુતોનું જ, સખા સખાનું, પ્રિય પ્રિયોનું જ્યમ સૌ સહે છે ॥૪૯॥
પૂર્વે કર્યા અદ્ભુત દિવ્ય કર્મો, પૂર્વે થયેલા ઋષિઓ સ્મરે છે ॥
કર્તા ન બીજો જગના તમે છો, ધાતા વિધાતા ભવ ને વિભૂ છો ॥૫૦॥
અસહ્ય ને અદ્ભુત શું તમોને, અશક્ય શું છે સ્તુતિ હું કરું છું ॥
કર્તા તમે વિશ્વ સમગ્રના છો, તેથી વિભો વિશ્વ બધું તમે છો ॥૫૧॥
અમાનુષી દુષ્કર કર્મ કાંઈ, નથી તમોને ઉપમા ન કોઈ ॥
ન માપ છે તેજનું ઋદ્ધિનું કે, પ્રભો તમારા બળનું ગુણોનું ॥૫૨॥
કદી ન જોયું, હરખ્યો હું જોઈ, તેથી ભયેં વિહ્વળ્ ચિત્ત મારું ॥
એ પૂર્વનું રૂપ પ્રભૂ બતાવો, પ્રસન્ન હો દેવ જગન્નિવાસ ॥૫૩॥
વપુઃ ગદા ચક્ર કિરીટ ધારી, ઇચ્છું છું હું એ તમને જ જોવા ॥
બે હાથવાળા સહજ સ્વરૂપેં, થાઓ, હજારોકર વિશ્વમૂર્તે ॥૫૪॥

श्री भगवान् उवाच

રાજી થઈ અર્જુન આ તને મેં, સ્વરૂપ એ યોગબળેં બતાવ્યું ॥
તેજોમય શ્રેષ્ટ અનંત આદ્ય, જોયું ન તારા વિણ કોઈ અન્યે ॥૫૫॥
વેદો થકી યજ્ઞ થકી ન દાને, કર્મોવડે ઉગ્ર નહિ તપોથી ॥
ન શક્ય છે રૂપ મનુષ્ય લોકે, જોવું બિજાથી તુજ વીણ પાર્થ ॥૫૬॥
વ્યથા ન થાઓ ન વિમૂઢભાવ, જોઈ મારું ઘોર આવું સ્વરૂપ ॥
પ્રસન્ન થા ભીતિ તજી ફરી તું, જો એ જ મારું અસલ સ્વરૂપ ॥૫૭॥

संजय उवाच

કૃષ્ણે કહી અર્જુનને ઈ રીતે, ફરી બતાવ્યું અસલ સ્વરૂપ ॥
બીનેલને શાંત કર્યો જ એણે બની ફરી સૌમ્ય શરીર કૃષ્ણ ॥૫૮॥

